ભરતખણ્ડના મહારાજા

૫૯૯૯

# વિક્રમાદિત્ય. (૦૧૮)

---

રચનાર

[illegible]ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી.

અમદાવાદ:

યુનિયન પ્રિંટિંગ પ્રેસ.

---

( એ પ્રકારના હક રચનારે સ્વાધીન રાખ્યા છે )

---

સન ૧૮૯૫

[illegible]

ભરતખણ્ડના મહારાજા

# વિક્રમાદિત્ય.

---


રચનાર,

કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી.


---


અમદાવાદઃ

યૂનિયન્ પ્રિંટિંગ પ્રેસ


---


( સર્વ પ્રકારના હક્ક રચનારે સ્વાધીન રાખ્યાછે )


---



# भरतखण्डना महाराजा

# विक्रमादित्य.

## પ્રકરણ ૧ લુ

### રાજ્યાભિષેક.

अन्त्योप्याद्यः समजनि गुणैरेक एवावनीशः
शौर्योदार्यप्रभृतिभिरिहोर्वीतले विक्रमार्कः ।
श्रोतुः श्रोत्रामृतसवनवत्तस्य राज्ञः प्रबन्धं
संक्षिप्योच्चैर्विपुलमपि तं वच्मि किञ्चित्तदादौ ॥

છેલ્લો રાજા વિક્રમાદિત્ય થયોછે, પણ શૌર્ય, ઉદારતા વગેરે ગુણોને લીધે તેના જેવો બીજો કોઈ થયો નથી રાજાઓના જીવનચરિત્ર સાભળનારના કાનને વિક્રમ રાજાનુ ચરિત્ર અમૃતના અભિષેક જેવુ લાગેછે ને તે ચરિત્ર ઘણાછે તોપણુ ટુકામા તેનુ કેટલુક વર્ણન (નીચે) કહીએ છીએ

પોતાના સાહસિકપણા માટે સુપ્રસિદ્ધતા મેળવનાર, શતકત્રય[1] રચનાર ભર્તૃહરીનો ભાઈ, પરાક્રમ, પરોપકાર, અને ઉદારતાને માટે ઓળખાયેલો આર્યાવર્તનો ચક્રવર્ત્તિ મહારાજા, તેમજ સર્વ સદ્‌ગુણોથી વિભૂષિત માલવ દેશમા ઉજ્જયિની નગરમા વિક્રમ નામનો એક રાજપુત્ર હતો રાજકુટુબના મનુષ્યમા ને તેમા વળી રાજપુત્રને દરિદ્રતા હોતીજ નથી અર્થાત્ તેમને પૈસા ટકાની કાઈ કમીના હોતી નથી છતા પણ આપણા આ રાજપુત્ર વિક્રમ માટે તો એથી ઉલટુ હતુ તે જન્મથી જ દરિદ્રતાથી પીડાતો હતો કહેવાય છે કે 'दैवी विचित्रा गति ।'

જન્મથી દરિદ્રતા હતી છતા વિક્રમે નીતિથી કદી પણ વિરુદ્ધવર્તન ચલાવ્યુ નહોતુ નીતિથી વિમુખપણુ અધમતાને પ્રાપ્ત કરાવે છે. સામાન્ય રીતે એવો નિયમ છે કે જે જે ચીજોની જેને અનુકૂલતા હોય છે તેનુ

---

૧ શતકત્રય એટલે નીતિ, વૈરાગ્ય અને શૃગાર એ ત્રણ શતક

મન ઘણુ કરીને અનીતિ તરફ વળતુ નથી પણુ જ્યારે તેના ઉપર દરિદ્રતા પોતાનો હુમલો કરે છે ત્યારે તે નીતિ—અનીતિ, ધર્મ—અધર્મ, ન્યાય—અન્યાય, યોગ્ય અને અયોગ્ય, સારૂ—ખોટુ અને ઉપયોગી કે નિરુપયોગી કશાનો પણુ વિચાર કરવા શક્તિમાન્ થતો નથી કૂહેવાય છે કે 'दारिद्रयदोषेण करोति पापम् ।' તેમ જ વળી કહ્યુ છે કે 'दारिद्रयदोषो गुणराशिनाशी।'

આવી વખતે નીતિના માર્ગને ન મુકતા સીધે અને ન્યાયને રસ્તે ચાલનાર પુરુષ તો વિરલ જ હોય છે આવી વખતે ન્યાયમાર્ગે ચાલનાર તે સાધારણુ પુરુષ તો નહિ જ પણુ અસાધારણુ પુરુષ છે એમ મનાતુ આવ્યુ છે આવી સ્થિતિમા મનને વશ રાખવાનુ કામ કાંઈ નાનુસુનું નથી આપણા આ રાજપુત્ર વિક્રમમા પોતાની દરિદ્રાવસ્થામા પણુ પ્રસશનીય નીતિને ત્યજવાનો લેશ માત્ર પણુ ગુણુ નહિ હતો તેથી સર્વ સ્થળે ઘણી જ પ્રસિદ્ધિને પામ્યો હતો

કૂહેવાય છે કે

'यस्यास्ति वित्तं स नरः कुलीनः
स पण्डितः स श्रुतिमान् गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः
सर्वे गुणाः काञ्चन माश्रयन्ते ॥'

દરિદ્રતા દૂર કરવા માટે વિક્રમે હદપાર શ્રમ કર્યો પણુ ભાવિ મિથ્યા શી રીતે થાય? ગમે તેટલા પ્રયત્ન પણુ તે મિથ્યા કરવા ધારે તો કરી શકે છે તે માટે કહ્યુ છે કે, 'भाग्येनैवहि लभ्यते पुनरसौ सर्वोत्तम' सेवक ।' જ્યારે સારા કુલમા જન્મેલા પુરુષઉપર દૈવ યોગે દરિદ્રતા આવી પડે છે ત્યારે છેવટ તેમનાથી બધી પ્રકારના ઉપાય કરાયા છતા પણુ જો લક્ષ્મીતેમનાઉપર પ્રસન્ન ન થાય તો છેવટ દેશત્યાગ કરવો તેમને ઠીક લાગે છે તે જ પ્રમાણે ઘણા ઘણા ઉદ્યમ કર્યા છતા પણુ પોતાનુ દારિદ્રય ન ટળ્યુ ત્યારે વિક્રમે દેશત્યાગ કરવાનો નિશ્ચય કરયો એનો એક બ્રાહ્મણુ મિત્ર હતો તેને જોડે લઈ પોતે રોહણુ* નામના પર્વત ઉપર જવાનો વિચાર કરી તે તરફ ચાલ્યો

*રોહણુ પર્વત વિષે જૈની ગ્રથમા પ્રમાણુ જડે છે પણુ તે કયા હતો તે વિષે કાંઈ પ્રમાણુ જડતુ નથી. અમરચદ્ર વિરચિત 'કાવ્યકલ્પલતાવૃત્તિમા' રોહણુપર્વત એ માણુક નિપજવાનું સ્થળ હતુ એવુ વર્ણન પ્રતીત થાય જુવો કા ૧ ૪ ૫

વિક્રમને રોહણ પર્વત ઉપર જવાનુ કારણ એ હતુ કે ત્યા માણકની ખાણો ઘણી હતી એવુ તે વખતે સાભળી ત્યાથી રત્નો મળે તો તેથી દરિદ્રતા દૂર કરવી વિક્રમ પોતાના બ્રાહ્મણ મિત્ર સાથે રોહણાચળની તળેટી પાસે એક પ્રવર નામનું નગર હતું ત્યા આવી પહોચ્યો પોતે જાતે રાજપુત્ર હતો છતા હમણા તેનો વેશ ભીખારીના જેવો હતો ને તેથી રાજપુત્રને છાજતા ભપકામા તે હમણા હતો નહિ સાજની વખતે તે આ નગરમા આવ્યો ને એક કુભારને ત્યા પોતાનો ઉતારો રાખ્યો

બીજે દિવસે પર્વત ઉપર જઈ રત્નો ખોદી લાવવાના વિચારથી રાત્રે આરામ લીધો પછી બીજે દિવસે રત્નો ખોદી કાઢવાના સાહિત્ય માટે કોદાળી વગેરે કુભારની પાસે માગી લેવા પેલા પોતાના બ્રાહ્મણ મિત્રને કહ્યુ તેણે કોદાળી કુભાર પાસે જ્યારે માગી ત્યારે તેણે સ્વાભાવિક રીત્યા પુછ્યુ કે 'શુ કામછે?' એટલે તેણે પોતાનો ઇરાદો કૂહિ બતાવ્યો ત્યારે તે કુભારે કહ્યુ કે "આ પર્વત ઉપર રત્નો મળેછે એ વાતતો ખરીછે પણ તે એમનેએમ મળતા નથી એક રાત એ પર્વતમાની ખાણમા રૂહેવુ પડેછે બીજે દિવસે નાહી ધોઈ શ્રદ્ધાપૂર્વક "અરે દૈવ!" એવુ કૂહિ ખાડામા કોદાળી મારતા નશીબ પ્રમાણે રત્નો મળેછે તેથી તે પ્રમાણે તમે કરશોતો જ તમોને રત્નો મળશે નહિ તો નહિ મળે ને ફોકટ ફેરો પડશે " આ પ્રમાણે કૂહિને ખોદવા માટે કોદાળી વગેરે સાહિત્ય તે કુભારે તેને આપ્યા આ હકીકત કૂહેતી વખતે વિક્રમ વેગળો હતો તેથી તેના સાભળવામા આવી નહોતી

પેલા બ્રાહ્મણ મિત્રે વિચાર કરયો કે આ રાજપુત્ર વિક્રમ ગમે તેટલુ તોએ રાજપુત્રછે તેના મોઢામાથી કદી પણ "અરે દૈવ!" એવી દીનવાણી નિકળવાની નથી તેથી આવી વાત તેને કૂહેવામા કાઈ ફાયદો નથી સમજી તેના અજાણપણામા જ એવા શબ્દો તેની પાસે બોલાવડાવી કામ સાધવુ ઠીકછે એમ ધાર્યું અને પર્વત ઉપર બન્ને જણા જઈ પહોચ્યા ખાણમા ગયા પછી એક ખાણમા ઉતરીને વિક્રમે કોદાળીથી ખોદવાનુ શરૂ કર્યું કુભારે જે પ્રમાણે કહ્યુ હતુ તે પ્રમાણે કર્યા વગર કદી પણ રત્નો મળવાના નથી એવુ સારી પેઠે તેનો મિત્ર જાણતો હતો તેથી તે ધારતો હતો કે વિક્રમનો પ્રયાસ મિથ્યાછે

વિક્રમ નકામી મહેનત ન કરે તે માટે તેને ખાણમા ખોદતા અટકા-

વવાનો પ્રયત્ન તેના મિત્રે કરવા માડયો પણ તેનુ ક્હેવુ વિક્રમે માન્યુ નહિ ને પ્રયત્ન નિષ્ફળ ગયો પેલો મિત્ર વિચાર કરેછે કે આ નકામી મહેનત કરેછે પેલા કુભારના કહ્યા પ્રમાણે કરવાનુ જો હુ વિક્રમને કહુ તો તે કદી પણ દીનવાણી ઉચ્ચરીને ખોદનાર નથી તેથી હવે મારે શુ કરવુ ?

કોઈ પણ યુક્તિયે કુભારે કહેલી વાત વિક્રમના મિત્રથી તેને ક્હિ શ કાઈ નહિ તેથી તેણે એક જૂઠી વાત–તે પણ મહાદુ ખદાયક–એવા ઇરાદાથી ક્હિકે તે સાભળીને વિક્રમ "અરે દેવ!" એવુ ક્હિને ખાણુમા કોદાળી મારે ને તેથી રત્નની પ્રાપ્તી થાય

ગમે તેમ હોય પણ વિક્રમના મિત્રનો આ ઇરાદો રત્ન પ્રાપ્ત કરવાનો હતો તેથી તેણે આખર બામણભાઇની ગત કરી એટલે તેણે પોતાના મનમા એવુ ગોઠવી કાઢયુ કે જો વિક્રમને "તમારી માતુશ્રી મરી ગયા" એવી ખબર કહિશુ તો તે સ્વાભાવિક રીત્યા "અરે દૈવ!" બોલીને ખાણુમા કોદાળી મારશે ને તેથી કરીને ધારેલુ કામ સિદ્ધ થશે આપણામા બામણભાઇઓ માટે સાધારણ રીત્યા એવી ક્હેવત ચાલેછે કે "પશ્ચિમ બુદ્ધિ બ્રાહ્મણની" તે આ દાખલાથી સહજસમજાઈ આવેછે રત્ન જેવી એક તુચ્છ વસ્તુની પ્રાપ્તી માટે વિક્રમના આ બ્રાહ્મણ મિત્રે જે દુ ખદાયક ખબર તેને કહિ તે જોકે ધારેલુ કાર્ય સાધવા સારૂ ગમે તેટલી બધ બેસતી થાય તો પણ ને ખરેખર ધિક્કારને પાત્ર છે તથા સાભળતાની સાથે માતાઉપરના પુત્રના સ્નેહથી આ બ્રાહ્મણ કેવળ અજાણ્યો હોવો જોઇએ અથવા આવુ દુ ખદાયક મરણ ન થયા 'તા થયુ છે એવુ સાભળતા વિક્રમના અત કરણુમા શુ થશે તેથી અજાણ્યો હોવો જોઇએ ને તેથીજ તેણે આવી દુ ખદાયક વાત કહેવામા પોતાની જાત માટે ચાલતી આવેલી કહેવતને ખરી કરવા પોતાની પશ્ચિમ બુદ્ધિનો ઉપયોગ કર્યો ને તેનુ પરિણામ કેવળ તેની ઇચ્છાની વિરુદ્ધ કેવી રીત્યા આવેછે તે હવે જોવાશે

પોતાની માના મૃત્યુના દુ ખદાયક સમાચાર સાભળતાની સાથે વિક્રમે "અરે દૈવ!" એવુ બોલી હાથમાની કોદાળી ખાણુમા નાખી દિધી અને ભારે શોકમા દુ ખી થતો ઉભો થવાકાળ આગળ કોઇનુ કાઈ ચાલતુ નથી વિક્રમે જેવી કોદાળી ખાણુમા નાખી દિધી કે તેની અણી ખાણુના એક ખુણુમા વાગી ને એક માટીનું ઢેપુ ઉખડયુ તેની નીચે એક મહા મૂલ્યવાન

રત્ન જણાઈ આવ્યુ, પણ વિક્રમ તો શોકમા ગરકાવ થયી ગયો હતો તેથી તેણે તે તરફ લક્ષ્ય જ આપેલુ નહોતુ પણ પેલા બ્રાહ્મણે તોતુરત જ પોતાનો હેતુ બર આવ્યો જાણી પેલા ઉખડેલા પોપડા નીચે જે રત્ન તેના જોવામા આવ્યુ તે છાનુમાનુ લઈ લીધુ ને પછી તેને આડુ અવળુ સમજાવતા પોતે ત્યાથી ચાલી નિકળ્યા

વણીનાર સુધી વિક્રમને હવે શોકમા દુખી રાખવા એ આ બ્રાહ્મણ મિત્રને ઠીક ન લાગ્યુ તેથી તેણે વિક્રમને ખરી વાત કહિ દિધી તે સાભળતાની સાથે જ વિક્રમને ઘણો જ ક્રોધ ચઢયો પણ પોતાના મિત્રનો મૂળ ઈરાદો તેનુ શુભ ઈચ્છિવામા હતો એવુ સમજીને તેને કાઈ વધારે ઠપકો ન આપ્યો પણ તેની પાસે જે રત્ન હતુ તે ખુચાવી લઈ પાછો પોતે રોહણાચલઉપર જે ખાણમાથી આ રત્ન મળ્યુ હતુ ત્યા ગયો પછી તેણે રોહણ પર્વતને ઉદ્દેશીને નીચે પ્રમાણે કહ્યુ

" धिग् रोहणं गिरिं दीन दारिद्र्यं व्रण रोहणम् ।
" दत्ते 'हा दैव' मित्युक्ते रत्नान्यर्थि जनाय यः ॥"

અર્થ —આ રોહણ પર્વતને ધિક્કાર છે દરિદ્રિના દારિદ્રયરૂપી વ્રણને અર્થાત્ જે માટે દરિદ્રિને દુખ હોયછે તે આ (રોહણ) વધારનાર છે કેમકે જે 'અરે દૈવ !' એવી દીનવાણી બોલવાથી રત્ન આપેછે તેવા દાતાને અર્થાત્ દાન કરનારને કાઈ ઉત્તમ કહિ શકાય નહિ

ઉપર પ્રમાણે કહિને તુરત પોતાની પાસે હતુ તે રત્ન તે ખાણમા ફેંકી દિધુ પછી પોતાના મિત્રની સાથે પેલા કુભારને ઘેર આવીને તેની પાસેથી લીધેલી કોદાળી વગેરે તેને પાછા સોપી ત્યાથી એવા નિશ્ચયથી ચાલી નિકળ્યો કે ધન મેળવવાની બીજી યુક્તિ કરીશુ પણ આવી નીચ યુક્તિથી ધન મેળવવાની કાઈ જરૂર નથી ગમે તેટલુ તો એ વિક્રમ રાજપુત્ર છે તે આતો શુ પણ આથી અધિકતર પ્રતિજ્ઞા કરીને તે પ્રમાણે વર્ત્તવા ધારે તો વર્તિ શકે પોતાના ધર્મ પ્રમાણે વર્ત્તવામા હમેશ ઈશ્વર સહાય કરેછે ગમે તેટલા વિઘ્નો આવી પડે તોપણ સત્પુરુષો પોતાની પ્રતિજ્ઞા ત્યજતા નથી તેથી તેઓ મોટા મહાત્મા ગણાયછે એક સ્થળે કહ્યુ છે કે

'विपदिधैर्य मथाभ्युदये क्षमा

सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसिवाभिरुचिर्व्यसनं श्रुतौ
प्रकृतिसिद्धमिदं हि महात्मनम् ॥' *

વિક્રમની દરિદ્રતા ટાળવાની દઢતર પ્રતિજ્ઞા કાંઈ ઓછી અજાયબી ઉત્પન્ન કરે તેવી નથી પોતે પોતાના મિત્રની સાથે દેશાટણ કરતો કરતો દરિદ્રતા ટળવાના અનેક ઉપાયો ખોળતો અહિં તહિં ફરતો ફરેછે પણ નશીબ બે ડગલા આગળ ને આગળ જ કહ્યું છે કે 'लिखितमपि ललाटे प्रोज्झि तु क समर्थाः ?।' પોતાની દરિદ્રતા ટળી નહિ તોપણ તેણે પોતાની સત્ય પ્રતિજ્ઞાને તો ત્યજી જ નહિ ધીર પુરુષો કદી પણ ન્યાયમાર્ગથી ચલિત થતા નથી એક ઠેકાણે નીચે પ્રમાણે કહ્યું છે

' निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविषतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलंति पद न धीराः ॥'

વિક્રમની જોડે તેનો બ્રાહ્મણમિત્ર પણ ભટકતો હતો પણ તેને પણ કાંઈ ફલ મળ્યુ નહિ તેથી હવે ફરતા ફરતા પોતાની ઉજ્જયિની તરફ આવ્યા ભાગોળે આવી પહોચ્યા ત્યારે ગામમા ઢોલ નગારા આદિ વાદિત્ર વાગતા સભળાયા તે શા નિમિત્તે વાગેછે તેની તેણે તપાસ કરાવી વિક્રમ જેવા રાજપુત્રને દરિદ્રાવસ્થા શા સારૂ હોવી જોઈએ? આ એક સ્વાભાવિક પ્રશ્ન મનમાઆવેછે પણ આગળ ક્હેવાયુ છે કે 'दैवी विचित्रा गतिः ।' તેમ જ અન્યાય અને પ્રપચથી રાજ્ય ન મેળવવાનો તેનો દઢ નિશ્ચય એ જ તેને દરિદ્રતામા રૂહેવાનુ મુખ્ય કારણ હશે એવુ અનુમાન કરવામા કાંઈ પ્રતિકૂલતા ભાસતી નથી

વિક્રમે જ્યારે ઉજ્જયિની ત્યજી ત્યારે દેશની વ્યવસ્થા ઘણી સારી હતી

* દુ ખની વેળાએ ધીરજ, ચઢતીની વખતે ક્ષમા, સભાને વિષે બોલવામા ચતુરાઇ, યુદ્ધ પ્રસગે પરાક્રમ, યશ મેળવવામા પ્રીતિ અને વેદાદિ શ્રુતિઉપર અભિરુચિ એ મહાત્માઓમા પ્રકૃતિસિદ્ધ જ છે અર્થાત્ આ બધા ગુણો જન્મની સાથે જ તેમનામા હોયછે

પણ જો તેણે રાજખટપટ આરંભી હોત તો તે જાણવા જેવી ઉથલપાથલ કરીને રાજ્ય મેળવી શકત પણ નીતિથી વિરુદ્ધ ન ચાલવાનો જેને નિયમ છે તે શી રીત્યા રાજખટપટ કરવા ધારે ? વિક્રમને અત્યારસુધીમા જે દુ ખ ભોગવવુ પડ્યુ તેનુ કારણ તે પોતે જ હતો એવુ બીજી નજરે જોનાર ધારી શકશે પણ એક રીત્યા વિક્રમની વર્ત્તણુંક ઘણી જ વખાણવા લાયક અને દાખલો લેવા લાયક હતી

જ્યારે દુ ખના દિવસ જઇને સુખના દિવસ આવેછે ત્યારે અવળો નાખેલો પસો પણ સવળો પડેછે અને તેથી દુ ખ, ભય, શોક કે ક્લેશ થવાને બદલે સુખ, નિર્ભયતા હર્ષ અને આનંદ પ્રાપ્ત થાયછે હવે વિક્રમનુ દારિદ્રય જતું રૂહેવાનો સમય આવનો જાયછે જેનુ સૂચન ઉજ્જયિની નગરની ભાગોળે આવતા, ઢોલ વિગેરે વાદ્ય વાગતા સાભળ્યા તેથી થતુ અનુમાન થાયછે.

આ સમયમા ઉજ્જયિની નગરમા એક મોટો ફેરફાર થયી ગયો હતો વિક્રમના દેશત્યાગ પછી રાજ્યમા ઘણી ઉથલપાથલ થયી હતી ઘણા વખતથી એ ઉજ્જયિની નગરની ગાદી ઉપર કોઈ પણ રાજા એક રાત્રી પણ રાજગાદીઉપર રૂહિ શકતો નહોતો દરરોજ દાડી પિટાવી રાજગાદી ઉપર જેને બેસવાની ઇચ્છા હોય તેને બેસાડવામા આવતો પણ તે એક રાત પણ ગાદી ભોગવી શકતો નહિ કેમકે તેનુ ઘણી ભેદભરેલી રીત્યા મૃત્યુ થતુ હતુ દરરોજ થનાર રાજાને કોણ મારી નાખેછે તે કોઇના પણ જાણવામા આવતુ નહિ તેથી રાજાવગર ગાદી સુની ન રખાવાના હેતુથી પ્રધાન દરરોજ આવી રીત્યા પડો વગડાવીને એક રાતનો પણ રાજા ઠરાવી ગાદીઉપર બેસાડવા ચુકતો નહિ આજે પણ એ જ કારણથી ઢોલ વાગતુ હતુ તેથી વિક્રમને એક રાતના પણ રાજા થવાનુ મન થયુ

એક દિવસની પણ રાજગાદી ક્યાછે ? કાલ કોણે દીઠીછે ? જે થવાનુ હશે તે થશે એમ ધારી અને જો બીજા બોલમા બોલિયે તો હવે વિક્રમ દરિદ્રાવસ્થાથી કટાળી ગયો હતો એક દિવસની પણ રાજગાદી, મેળવીને છુટીશુ એમ તેણે ધાર્યું ગાદી ઉપર બેસવાનું હા પાડ્યુ એટલે વાર શી ? તુરત જ પ્રધાને રાજ્યાભિષેક કર્યો રાજ્યસત્તા હાથમા આવી એટલે વિક્રમને હવે કાઈ પણ કમીના ના રૂહિ મુખમાથી શબ્દ નિકળતાની સાથે જ જે જોઇએ તે સર્વે હાજર કરવામા આવતુ હતુ.

વિક્રમની બહોશી ઘણી વખાણવા લાયક હતી તેની ધીરજ બેનમૂન હતી તેના નીતિસબધીના નિયમો દરેક માણસને કીમતી શિખામણ જેવા હતા તે જાતે ઘણો તેજસ્વી અને પ્રતાપિ હતો અને હવે રાજતેજ તેના મુખઉપર પ્રકાશી રહ્યુ પ્રધાન વગેરે સર્વે ધારવા લાગ્યા કે આ પુરુષે હાથે કરીને મોત માગી લીધુછે વિક્રમે દરરોજ બનેલી હકીકતની ઘણી બારીક રીત્યા પ્રધાન વગેરેથી ઉલટસુલટ તપાસ ચલાવીને પોતાને જોઇતી માહીતી મેળવી લીધી પણ તેના મનમાનો સદેહ ટળ્યો નહિ તેને એક રાતની અદર દરરોજનો રાજા કેવી રીત્યા ગુમ થાયછે એ વિષે ઘણી જ અજાયબી લાગી પણ પોતે મૂળથી જ હિમ્મતવાળો અને ધીર પુરુષછે હતો તેથી ધૈર્યથી જોવાનો નિશ્ચય કર્યો

તુરત જ પ્રધાનને હુકૂમ કર્યો કે તમામ જાતના ખાવાપીવાના પદાર્થો પુષ્કળ તૈયાર કરાવો અને બધી સામગ્રી પોતાની પાસે લાવીને ગોઠવી દો એટલે પ્રધાને તે આજ્ઞાનો અમલ કર્યો પછી વિક્રમે કેટલાક ચુનદા વીરપુરુષોને પોતાનુ રક્ષણ કરવા સર્વે પ્રકારના શસ્ત્ર સજાવી પાસે રાખ્યા તેમ જ પોતે પણ એક તરવાર હાથમા પકડીને જાણે ભવિષ્ય સામે લઢવાને માટે તૈયાર હોય નહિ તે પ્રમાણે સજ્જ થયો જોડે એક સુદર પલગઉપર સુદર બિછાનુ પણ તૈયાર રખાવ્યુ હતુ તે ઉપર પોતાનો મુકુટ અને વસ્ત્રાલકારાદિ મુક્યા મુકુટાદિ એવી રીત્યા બિછાના ઉપર ગોઠવ્યા કે જાણે દૂરથી કોઈ મનુષ્ય એઠુછે એવુ જણાય જોડે એક દીવો હતો તેની પાછળ પોતે આવીને બેઠો અને ચારે તરફ ઘણી જ સાવધાનતાથી જોવા માડ્યુ, કે હવે કાણુ કઈ દિશા તરફથી આવેછે

એટલામા જ એક ગોખલામાથી જાણે ગોટબધ ધુવાડો નિકળતો જણાયો તુરત જ દેવતાની ઝાળ નિકળતી જણાયી ને એટલામા જ એય ભયકર રૂપનુ પ્રચડ મનુષ્ય વિક્રમના જોવામા આવ્યુ આ ભયકર મનુષ્યથી જરા પોતે પણ ડર્યો કે ડગ્યો નહિ તે કેવળ ભૂખથી હાડપિંજર જેવો થયી ગયો હતો તેથી સમયસૂચકતા વાપરીને ગોઠવી રાખેલા ભાતભાતના ભાવતા ભોજન તરફ જઇને મરજીરૂપે તેણે ખાવા પીવાનુ શરૂ કર્યુ પેટ ફાટે તેટલુ ખાધા પછી પાન, સોપારી વગેરે ખાધા પછી અત્તરાદિ સુગધી પદાર્થો રાખ્યા હતા તે શરીરે ચોળી લીધા અને પોતે અત્યત ખુશી થયો પછી વિશ્રાતી લેવાને ઇરાદે

પેલા પાથરેલા પલગઉપર જઇને બેઠો વિક્રમ તો સમયસૂચકતાથી પલગ ઉપર હતો જ નહિ પણ પાસે જ હતો પલગ ઉપર બેઠા પછી ચારે તરફ દૃષ્ટિ કરતા પાસે ઉભા રહેલા વિક્રમને જોઇને કહેવા માડ્યુ કે 'અરે, હુ કોણ છુ તે તુ જાણેછે? મારૂ નામ અગ્નિ વતાળછે હુ ઇદ્રનો દ્વારપાળ છુ દરરોજ અહિંના એક રાજાને હુ મારી ખાઉંછુ તેવી જ રીત્યા તારૂ પણ કરવાનો હતો પણ તે મારા સારૂ જે ગોઠવણ કરીછે તેથી હુ ઘણો પ્રસન્ન થયોછુ ને તેથી જ તને મારવાનો નથી એટલુ જ નહિ પણ આ બધુ રાજ્ય પણ તને જ આપી દઉંછુ તેના બદલામા તારે આજની પેઠે જ મારાસારૂ ખાવા પીવાની ગોઠવણ કરવી પડશે પછી તને કોઈ પણ જાતની બીક રહેશે નહિ ' વિક્રમ તો મૂળથી અડગ અને વીરપુરુષ હતો તેથી ધીરજ અને હિમ્મતના મીઠા ફળ તેને મળ્યા

વિક્રમે આગિયા વેતાળનુ કહેવુ કબુલ કર્યું તે થોડીકવાર ત્યા બેશીને જતો રહ્યો હવે તો વિક્રમ જે એક દિવસનો રાજા હતો તે મટી ગયો ને હમેશનો રાજા થયો વિક્રમને આ પ્રસગે કેવો અને કેટલો આનદ થયો હશે તેનુ વર્ણન કરવાને લેખક તો અસમર્થ છે વાચકો તે આનદ વિષે વિચાર કરી લેશે

---

## પ્રકરણ ૨ જુ

### પ્રિયગુમજરી પરણી

બીજે દિવસે સવારમા જેમ બીજા રાજાઓને શ્મશાનમા લઈ જવાની તૈયારી વગેરે કરીને પ્રધાનાદિ આવતા હતા તે જ પ્રમાણે મવળી તૈયારી કરીને રાજમદિર તરફ આવવા લાગ્યા પણ અહિંતો આપણા વિક્રમ આનદમા ઉભેલા બારીએથી બધાની નજરે પડ્યા તેમને તો અત્યત આશ્ચર્ય ભાસ્યુ એટલામા જ પ્રધાન આદિને બોલાવી પોતે જ રાત્રીનુ સઘળુ વૃત્તાત કહિ બતાવ્યુ જે સાભળીને અતિશય આનદની સાથે આશ્ચર્ય પ્રાપ્ત થયુ તેમ તે સર્વેએ એને ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક પોતાનો રાજા માન્યો

આગળ લખવામા આવ્યુ છે કે દરરોજ વિક્રમ પેલા આગિયા વેતાળને ખાવાનું પૂરૂ પાડતો હતો ખુશીથી નહિ પણ ભયનેલીધે દરરોજ બધી

જાતની સગવડ વૈતાળ માટે કરવી પડતી હતી ખુશીથી જો આ પ્રમાણે ખાવા પીવાની જોગવાઈ કરવાની હોત તો વિક્રમ જેવા ઉદારદિલના પુરુષના મનમા કાંઈ પણ આવત નહિ તેમ આવી હલકી બાબતતો તેને હિસાબમા પણ ન હોય એ સ્વાભાવિક છે તેથી તેના મનમા એવુ આવ્યુ કે પોતાનુ આયુષ્ય કેટલુ છે તે વિષે વૈતાળને પુછવુ તે પ્રમાણે વિક્રમે તે જ દિવસે રાત્રે પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ કે 'આયુષ્ય સબધી મને તો કાંઈ ખબર નથી પણ કાલે મ્હારા ઉપરી ઇંદ્રને પૂછીને તમોને કહિશ ' પછી સઉ પોત પોતાને ઠેકાણે ગયા

બીજે દિવસે વૈતાળ નિયમિત વખતે વિક્રમ પાસે આવ્યો અને નિયમ પ્રમાણે તૈયાર રાખેલુ સર્વ આરોગ્યુ અને પછી કહ્યુ કે 'મારા ઉપરી ઇંદ્રે કહ્યુ છે કે તમારૂ આયુષ્ય પૂરેપૂરા સો વર્ષનુ છે ' એ સાભળી વિક્રમે કહેવા માડયુ કે, 'મારે માટે મેહેરબાની કરીને ઇંદ્રને વિનતી કરીને મારૂ જે સો વર્ષનુ આયુષ્ય છે તેમાથી એક વર્ષને ઓછુ કરાવી આપે તો સારૂ ' પછી એ વિનતી પોતાના ઉપરી ઇંદ્રને કરવાની ઇચ્છા જણાવી વૈતાળ હમેશ પ્રમાણે ચાલતો થયો

પછી બીજે દિવસે નિયમિત વખતે રાજા પરવારીને બેઠો હતો ત્યારે વૈતાળે કહ્યુ કે, 'મેં તમારી વિનતી ઇંદ્રને કહિ બતાવી પણ તેમણે તો એવુ કહ્યુ કે મારાથી તો એક વર્ષ ઘટાડી શકાય તેમ નથી ને તેમ જ વધારી પણ શકાય તેમ નથી આવી વધારવા ઘટાડવાની શક્તી મારામા નથી '

વૈતાળમા બીજી સર્વે શક્તી હતી છતા તેનામા કોઈના આયુષ્યમા એક વર્ષ ઘટાડવાની કે વધારવાની સત્તા નહોતી આથી વૈતાળ એકમાર્ગી અજ્ઞાની, અવિચારી તથા વિચિત્ર હશે એવુ અનુમાન કરી શકાય આપણામા ભૂત, પિશાચ વગેરેની વિચિત્ર વાતો ચાલેછે તેની જ રીત્યા આ વૈતાળને પણ એક જાતનુ ભૂત માનવામા આવેલુ જણાયછે વૈતાળ એકમાર્ગી અવિચારી આદિ ગુણોવાળો હતો એવુ અનુમાન કરવાને એક પૂરતુ કારણછે જ્યારે વિક્રમના આયુષ્યમાથી એક વર્ષ ઓછુ કરવાની અથવા એક વર્ષ વધારી આપવાની પોતાના ઉપરી ઇંદ્રની શક્તી નથી એમ તેણે હવે જાણ્યુ હતુ છતા તેનામા હજુએ સમજણ આવેલી જણાતી નથી કે પોતે વિક્રમ ઉપર કોઈ પણ પ્રકારનુ અકુશ રાખી શકે તેમ નથી

ઉદારચરિત વિક્રમની અક્કલ માટે વિચાર બાંધવાને એવું તો આ અદ્ભુત પણ યુક્તિ સિદ્ધ કારણ છે કે એક સાધારણ અક્કલનો માણસ પણ કબુલ કરશે કે પોતાના આયુષ્ય સંબંધી હકીકતનો નિર્ણય કરવામાં અને હવે પછી તે પોતે જે પગલાં ભરવાનો છે તેમાં તેણે અલૌકિક ચાતુર્ય તો શું પણ એક અદ્ભુત યુક્તિ–તે પણ વાસ્તવિક યુક્તિ–વાપરી છે એવું સમજાશે

વિક્રમ વિચાર કરેછે કે જ્યારે પોતાના આવરદામાંથી એક વર્ષ ઓછું કરવાની કે એક વર્ષ વધારવાની વેતાળ કે ઇંદ્રમાં શક્તિ નથી ત્યારે ફક્ત બીકને માટે દરરોજ આ વેતાળ માટે ખટપટ કરવી પડેછે તે કેવળ નિરુપયોગીછે એટલુંજ નહિ પણ ફક્ત આપણું બાયલાપણું જ છે માટે આ જબરાઇથી ખમવી પડતી પીડા ટાળવી જોઇએ એટલું તો દેખીતું જ છે કે આયુષ્યની અવધી વગર કોઈ મને મારી શકનાર નથી તેથી હવે વેતાળ માટેની ખાવા પીવાની બધી ગોઠવણ આજથી બંધ કરવી આ વિચાર તે જ દિવસથી વિક્રમે અમલમાં આણ્યો રાત પડી ને વખત થયો કે વૈતાળ આવ્યો પણ તેણે દરરોજની પેઠે ખાવા પીવાની કાંઈ પણ તૈયારી કરી રાખેલી જોઈ નહિ તેથી પોતે ઘણો ગુસ્સે થયો વિક્રમે તો જાણી જોઇને બધું કર્યું હતું તેથી તે આની વેળાએ ગાફલ રહ્યો નહોતો તેણે સમયને અનુસરતાં બધાં હથિયારો સજી લીધાં હતાં લડવાને માટે તૈયાર હતો વેતાળે વિક્રમને કહ્યું કે 'અરે કૃતઘ્ન! મેં તને બીજાઓની પેઠે મારી ન નાખ્યો અને બધું રાજ્ય આપ્યું ત્યારે તેનો બદલો આજે તેં મારૂં અપમાન કરીને વાળ્યો? લે લેતો જા, તારા કરેલા કર્મનું ફળ' એમ કહિ વિક્રમ ઉપર તેણે હુમલો કર્યો થોડીક વારતો ભચકર લઢાલઢી ચાલી છેવટ વિક્રમે વેતાળને જમીન ઉપર પાડ્યો અને છાતી ઉપર ચઢી બેઠો તથા મારી નાખવાની તૈયારી કરી અને કહ્યું કે 'હવે તારા ઇંદ્રનું છેવટનું સ્મરણ કરી લે' ત્યારે વૈતાળ ગભરાયો અને કહ્યું કે "અરે વીર વિક્રમ, તું મને જીવિતદાન દે હું તારી સંકટની વેળાએ તને મદદ કરીશ તેમ જ તું જે વખતે મારૂં ચિંતવન કરીશ તે વખતે આવીને તને સહાય કરીશ સહાય કરીશ એટલું જ નહિ પણ આજથી હમેશની માફક તારી પાસે ખાવા પીવાનું પણ નહિ માગું" એટલે ઉદાર ચરિત વિક્રમે વૈતાળને મુકી દીધો ને તેનું સાહસ તથા ઉદારતા જોઇને વેતાળ અત્યંત ખુશી થયો

ખરેખરૂં જોતાં વિક્રમે વૈતાળ સામે જે છેલ્લી વર્તણુક ચલાવી તે પો-

તાના તથા પોતાની પ્રજાના હિતને માટે ફરજ સમજીને ચલાવી હતી જો કે વિક્રમના જાણવામા સારી પેઠે આવ્યુ હતુ કે વૈતાળ કે ઇંદ્રથી પોતાના આયુષ્યમા એક પણ વધતી વધઘટ થઈ શકવાની નથી છતા જે વર્તણુક વિક્રમને ચલાવવી પડી તે તેના જેવા બુદ્ધિમાનને યોગ્ય નહોતી પણ અનુમાન થાય છે કે એને વૈતાળ કાઈ ઉત્પાત કરેતો પાછળથી પસ્તાવુ પડે તે કરતા અજમાયશ તો કરી જોવી જોઇએ જાણી આ પ્રમાણે કર્યુ હોય એવુ અનુમાન કરી શકાય મનુસ્મૃતિમા કહ્યુ છે કે

‘ यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति ।

तथा रक्षेन्नृपो राष्ट्रं हन्या च्च परिपथिनः ।’

અનાજની જોડે ખેતરમા જે તણખલા ઉગેછે તેને જેમ ખેડૂતો નીંદી નાખેછે—કાઢી નાખેછે તે મૂજબ રાજાએ સારા રયતનુ રક્ષણ કરવા શત્રુઓનો નાશ કરવો

આ ઠેકાણે વિશેષતા એટલીજ છે કે વૈતાળ વિક્રમનો કાઈ શત્રુ ન હોતો તેથી મનુના શબ્દોમા વૈતાળને શત્રુ ગણી તેનો નાશ કર્યો નથી આ ઉપરથી વિક્રમના દેવાંશ પ્રતીત થાય છે માનવાને પુષ્કળ કારણ છે વિક્રમ ખરેખાત દેવાંશી રાજા જ થઈ ગયો છે દેવાંશી રાજાના લક્ષણ મહામુનિ શુક્ર નીચે પ્રમાણે આપે છે

‘स्वान् दुर्गुणान् परित्यज्य ह्यतिवादां स्तितिक्षते ।

‘दानैर्मानैश्च सत्कारैः स्वप्रजारंजकः सदा ॥

‘दान्तः शूरश्च शस्त्रास्त्र कुशलोऽरि निषूदनः ।

‘अस्वतन्त्रश्च मेघावी ज्ञानविज्ञान संयुतः ॥

‘नीचहीनो दीर्घदर्शी वृद्धसेवी सुनीतियुक् ।

‘गुणि जुष्टस्तु यो राजा स ज्ञेया देवतांशकः ॥’

પોતાના દુર્ગુણોને છોડી દઇને બીજાએ કરેલી નિંદા સહન કરી શકતો હોય, દરરોજ દાન અને માન આપી સત્કાર વડે પોતાની રૈયતને ખુશી રાખતો હોય, જિતેદ્રિય હોય, શૂરવીર હોય, શસ્ત્ર અને અસ્ત્ર વિદ્યામા કુશળ હોય, દુષ્મનનો નાશ કરવાની શક્તિ ધરાવતો હોય નીતિ શાસ્ત્રમા

પ્રવીણ હોય, બુદ્ધિવાળો હોય, સાધારણ તથા અસાધારણ જ્ઞાનવાળો હોય, નીચના સંગ વગરનો હોય, દીર્ઘદર્શી હોય, અનુભવી માણસોના વિચાર પ્રમાણે ચાલનાર હોય, સારી નીતિવાળો હોય અને સારા ગુણિજનોને પાસે રાખનારો હોય તેવા રાજાને દેનારી રાજા જાણવો

વૈતાળ જેવા એક માર્ગી અને અદ્ભુત નતિવાળાએ વિક્રમને જે જે વચન આપ્યા તે ઉપરથી સમજી શકાય તેમ છે કે હવે વિક્રમની ચઢતી થતી ચાથી વિક્રમે પોતાની સત્તા બેસાડવા માટે ઘણા ખરા રાજ્યો જીતી લેવા માંડ્યા આ વખતે તેણે ૯૬ રાજ્ય જીત્યા હતા અને પોતાની આણ મનાવી હતી તથા પોતે સાર્વભૌમરાજાની પદવીને પામ્યો વિક્રમ મટીને હવે તે વિક્રમાદિત્યને નામે ઓળખવા લાગ્યો આદિત્ય એટલે સૂર્ય અર્થાત્ વિક્રમાદિત્યને સૂર્યના જેટલી ઉપમા મળી તે યથાયોગ્ય જ હતુ ઉજ્જયિની હવે વિક્રમાદિત્યથી ખરેખરી પ્રકાશવા લાગી રૈયતનો એટલી બધી રાજી રાજી રહેતી કે તેનુ વર્ણન કરવુ પણ મુશ્કેલ છે

મહારાજા વિક્રમાદિત્યને વિદ્યાઉપર ઘણી જ પ્રીતિ હતી એને વિષે દંત કથાઓ આપણા સાંભળવામા આવી છે તે આપણને છક્ક કરી નાખે છે ખરેખાત વિક્રમ જેવા વિદ્યાવિલાસી અને કવિઓની કીમત કરનાર તેમ જ વિદ્વાનોના શ્રમની તુલના કરનાર ભરતખંડમા બીજો રાજા થયો હશે એવુ માનવાને દંત કથાઓ અને ઇતિહાસ સાફ ના પાડે છે કદાચ મુકાબલે બીજા વિદ્યાવિલાસી રાજાઓ થયા હશે પણ ઇતિહાસ અને દંતકથાઓ મહારાજા વિક્રમાદિત્યનુ નામ પેહેલુ મુકે છે તેથી નિરુપાયે કબૂલ કર્યા વગર ચાલતુ નથી કે વિક્રમાદિત્ય જેવો વિદ્યાવિલાસી બીજો રાજા થયો જ નથી વિદ્યાનો મહિમા કેવો છે તે નીચેના શ્લોકથી જણાઈ આવશે

'विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तंधनं
विद्या भोगकरी यशः सुख करी विद्यागुरूणां गुरुः ।
विद्या बन्धुजने विदेश गमने विद्या परं दैवतं
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥'

વિદ્યાનો આવો અપૂર્વ મહિમા હોવાથી વિદ્યાને વિક્રમાદિત્ય ચહાતો હતો અને વિદ્વાનોને પૂજતો હતો વિદ્વાનોને એની સભામા જેટલુ માન

મળ્યુ છે તેટલુ બીજે કોઇપણ ઠેકાણે મળેલુ સાભળ્યુ નથી એના દરબા-રમા ૯ રત્નો હતા અર્થાત્ ૯ મહાવિદ્વાન્ પણ્ડિતો હતા તે સર્વેમા મહાકવિ કાલિદાસ મુખ્ય હતો કાળિદાસ અને વિક્રમાદિત્યના સબધમા એ-ટલી તો આશ્ચર્યકારક કથાઓ છે કે જેની ફકત ટૂકી નોધ લેતા પણ તેની નોધ માત્રનો જ એક ગ્રથ થાય જે નવ રત્નો વિક્રમાદિત્યના દરબા-રમા હતા તે નીચે પ્રમાણે છે

'धन्वन्तरि क्षपणकामरसिंहशङ्कु
वेताल भट्ट घटकर्पर कालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
रत्नानि वै वररुचि नर्व विक्रमस्य ॥'

ધન્વતરિ, ક્ષપણુ, અમરસિંહ, શકુ, વૈતાલભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, ખ્યાતીવાળો વરાહમિહિર અને વરરુચી એ નવ રત્નો વિક્રમની સભામા હતા

મહારાજા વિક્રમાદિત્યની હકીકત લખતા જોકે એક જૂદી જ બાબત ઉપર ઉતરી પડવુ પડે છે પણ તેમ કર્યા વગર છુટકો જ નથી વિક્રમા-દિત્યને તથા કવિકુલગુરુ કાલિદાસને નિકટનો સબધ જણાય છે તેથી કાલિદાસ માટે સક્ષેપમા થોડુક લખવુ યોગ્ય લાગે છે

મહારાજા વિક્રમાદિત્યને સર્વ શુભ ગુણસપન્ન એક પ્રિયગુમજરી નામે કુવરી હતી એની બુદ્ધિ સ્વાભાવિક રિત્યા ઘણી જ તીવ્ર હતી તેને વિદ્યાભ્યાસ કરાવવા વિક્રમાદિત્યે પોતાના દરબારના ૯ રત્નો પૈકી એક વરરુચીનામના મહાપડિતને પસદ કર્યો હતો

થોડા જ કાળમા કુવરીએ સર્વ સદ્વિદ્યાને પ્રાપ્ત કરીને હુશિયાર થઈ તેમ જ તે હવે ઉપવર થવા યોગ્ય પણ થઇ હતી રાજા તેને પરણાવવાના વિચારમા પણ હતો એવામા પ્રિયગુમજરી એક દિવસ પોતાના મહેલની સામે આવેલા એક વિશાળ બાગ તરફ નજર કરીને જોતી હતી એવામા પોતાના ગુરુ વરરુચિ એક પાસેના રસ્તેથી પસાર થતા તેણીથી જોવાયા બપોરનો સમય હોવાથી વિશ્રાતી માટે ગુરુજી, એ બાગમા એક કેરીના ઝાડ તરફ જોતા બે ઘડી બેઠા એવામા પ્રિયગુમજરીની દૃષ્ટિ પણ ગુરુજી તરફ ગઈ અને તેણીએ તેમને બોલાવ્યા ગમે તેટલુ તોએ કુવરી બાલક જ ગણાય,

તેણીના બોલવામા ગુરુની મર્યાદાને કાઇક લોપ થાય એવુ બોલાયુ તેથી ગુરુજી ગુસ્સે થયા

ગુરુનો મહિમા ઘણો જ અલૌકિકછે આપણા શાસ્ત્રોમા ગુરને જ ઇશ્વર માનવામા આવ્યાછે ત્યારે એવી સત્તાવાળા ગુરુ પ્રત્યે મર્યાદારહિતપણે બોલવાનુ ફલ ખરાબ હોય તેમા શી નવાઇ ? થવા કાળના આગળ કોઇ ડાહ્યુ નથી કહ્યુ છે કે

'यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ।'

ઇશ્વરની ગતિ કેવળ ગહન જ છે આ મર્યાદા રહિત વર્તનનુ ફલ ભવિષ્યમા આપણા કવિકુલગુરુ કાલિદાસની ઉત્પત્તિ કરાવેછે ખરેખાત, માન્યા વગર ચાલતુ નથી કે જો ગુરુ અને શિષ્યા વચ્ચેનો માનાપમાનનો પ્રકાર ઉત્પન્ન થયો ન હોત તો આપણા મહાકવિ કાલિદાસની નામના કદી પણ જાણવાને ભાગ્યશાલિ થાત જ નહિ

ગુરુજી ગુસ્સે થયા ને પ્રિયગુમજરીને શાપ દિધોકે, 'તને કેવળ મૂર્ખ ને ગોવાળ પતિ પ્રાપ્ત થજો તેને મે જે મહ્વિદ્યા શિખની તેનો તે દુરુપયોગ કર્યો તને વધારે શિક્ષા કરની જોઇએ પણ મે તારા પ્રત્યે હજુ કોમલતા વાપરીછે '

ગુરુનો હેતુ એટલો જ હતો કે કોઈ રીત્યા પણ પ્રિયગુમજરીનુ અભિમાન ઉતારવુ પણ તેમનો આ શાપ સાભળીને દિલગીર થવાને બદલે પોતે ખુશમિજાજમા જાણે પોતાને એ શાપની કાઈ પણ લાગણી થયી ન હોય તેવી રીત્યા નીચે પ્રમાણે પોતાના ગુરુજીને ઉત્તર આપેછે ' કાઈ ફિકર નહિ ગુરુજી, આપતો ફક્ત ત્રણ જ વિદ્યા જાણોછો પણ આપના કરતા વધારે વિદ્યા જાણનાર તથા આપના ગુરુને જ હુ પરણીશ જો હુ આ મ્હારી પ્રતિજ્ઞા ન પાળુ તો મને તમે તમારી શિષ્યા જાણશો નહિ '

ગુરુએ કહ્યુ કે 'ઠીકછે જોઇશુ ' પછી સર્વ પોતપોતાને સ્થલે સિધાવ્યા પ્રિયગુમજરી તો પછી આ વાત ભુલી જ ગઇ કમકે તે ગમે તેટલુ તોએ બાળક જ હતી ગુરુજી તો આ વાત ભુલી ગયા જ નહિ તેમના મનમા પોતે દિધેલા શાપનુ પરિણામ જોવા તરફ ખતથી ચિંતામા રહ્યા

એક દિવસે મહારાજા વિક્રમાદિત્ય ગુરુજીને પાસે બોલાવીને આજ્ઞા કરીકે ' તમે આ કુવરીને વિદ્યાભ્યાસ કરાવ્યોછે તેનુ જ્ઞાન કેવા પ્રકારનુ

છે તે તમારા જાણવામા જ છે માટે એને યોગ્ય વર ખોળી લાવો ' ગુરુજી તો વાટ જોતા હતા ને તેમા વળી રાજાની આજ્ઞા મળી હવે આપણા ગુરુજીને તો જાણે "જોઇતુ'તુ ને વૈદે કહ્યુ " એવુ થયી પડયુ ગુરુજી તો ખતથી પોતાના શાપને અનુકૂલ વર શોધવા મડ્યા પણ તેવો વર ઘણો વખત જતો રહ્યો છતા પણ મળ્યો નહિ

એક તરફ કુવરી તો પરણવાને માટે યોગ્ય ઉમ્મરની થયી હતી તેથી રાજાના મનમા અસત ફિકર થયા કરતી હતી વરરુચીને રાજાએ ફરી બોલાવી પોતાની આજ્ઞા વિષે શી તજવીજ કરી તે પૂછ્યુ પણ ગુરુજીએ ઉત્તર આપ્યુ કે 'હુ યોગ્ય વરની શોધમા જ છુ આપની આજ્ઞા ભુલી ગયો નથી ' વગેરે

વરની ખોળ માટે પછીતો ગુરુજી બહાર નીકળી પડયા ઘણી શોધ કરી પણ તેમણે જેવો શાપ દિધો હતો તેવો વર મળવો મુષ્કેલ થઈ પડયો તેમણે ધાર્યુ કે ગોવાળ જેવો વર કાઈ શેહેરમા મળનાર નથી તેથી પોતે ગામડામા તપાસ કરવા નીકળ્યા

આ વિદ્યાગુરુ પોતાનુ વચન સત્ય કરવા કેટલા દુરાગ્રહીછે તે સમજવુ ઘણુ કઠિન નથી જો કીનો વાળવાની ગુરુજીની મરજી કુવરીએ જાણી હોત તો તેણીએ પોતાના પિતાને કહ્યુ જ હોત પણ નિર્દોષ બાલિકાએ તે દિવસે બનેલા બનાવની વાત પણ તેણે પોતાના પિતાને કહિ જ નહોતી જો તેણે કદાચ કહિ હોત તો રાજાને પણ યાદ રહેત અને વર પસદ કરી લાવવાનુ જોખમ ભરેલુ કામ વરરુચીને ન સોપતા બીજા કોઇને સોપ્યુ હોત પણ ભાવી મિથ્યા થતુ નથી

આનુ પરિણામ કાયદામા જ આવવાનુ છે તેનો આપણે એક ઠેકાણે ઇશારો કરી ગયા છીયે તેથી એની સારાસારતા કે યોગ્યાયોગ્યતાની તુલના કરવાનુ હમણા મુકી દઈ આપણે આગળ ચાલિયે

મૂર્ખ અને ડાહ્યો કોને ક્હેવો એને માટે કાઈ સ્થાપિત નિયમ નથી એક દેશમા જેને મૂર્ખ કહેવામા આવેછે તેને બીજા દેશમા ડાહ્યો માનવામા આવેછે આપણને પૃથિવી ઉપરના બધા દેશોના લોકોની સાસારિક રીતભાતનુ જ્ઞાન નથી તથાપિ વર્તમાન પત્રાદિના સાધનથી આપણા જાણવામા આવ્યુ છે કે અમુક દેશના લોકો અમુક નિયમે કે ધોરણે ચાલેછે અને એ નિયમો અને ધોરણો વાચીને આપણને મૂર્ખતા પ્રતીત થાયછે પણ આ

પ્રસગે મૂર્ખ અને ડાહ્યાની વ્યાખ્યા માટે એવુ અનુમાન કરી શકાય છે કે દેશ, કાળ અને પ્રસગાદિથી જેમનુ વિરુદ્ધ વર્તન તે જ મૂર્ખ અને એથી ઉલટા તે ડાહ્યા

વરરુચિયે પોતાની મરજી મૂજબ જ્ઞાનવાળા વરની શોધ કરવા માડી પણ તેવો વર જડયો નહિ પણ એટલામા એક ગોળીયો તેની નજરે પડયો તે કેવળ મૂર્ખ હશે જાણી તેની પાસે, પોતાને તરશ લાગેલી તેથી પાણી પીવા માગ્યુ તેણે કહ્યુ કે " મારી પાસે પાણી નથી પણ દૂધ છે તે જો પીવુ હોય તો આપુ " એટલે તેણે તેમ કરવા કબૂલ કર્યું એટલે ગોવાળીયાએ કહ્યુ કે 'કરવડી કર' પણ આ વરરુચી જેવા પડિત તો 'કરવડી' શબ્દનો અર્થ પણ સમજ્યા નહિ તેથી મહાવિચારમા પડ્યા સસ્કૃત અને પ્રાકૃત શબ્દોનુ ઉપરાઉપરી સ્મરણ કરતા પણ 'કરવડી' શબ્દ એમને હાથ લાગ્યો નહિ 'કરવડી' શબ્દ ગોવાળીયાનો ગ્રામ્ય શબ્દ હતો એટલે તેના અર્થની ખબર એમને ન હોય એ સ્વાભાવિક જ છે

એટલામા એ ગોવાળીઆએ વરરુચીના માથા ઉપર હાથ મુકી તેને હાથે ઝાલી ભેશની પાસે લઇ જઇને બેસાડી 'કરવડી' કરતા શિખવ્યુ અને તેમા દૂધ દોવા માડયુ એ કરવડી ભરાઇ એટલે પીવા માટે કહ્યુ વરરુચીએ તૃષા દૂર થાય એટલુ સારી પેઠે દૂધ પીધુ

વરરુચી જેવા મહાપડિતને 'કરવડી' શબ્દના અર્થનુ જ્ઞાન આ ગોવાળીયાની પાસેથી મળ્યુ એટલુ જ નહિ પણ તેણે તેના માથા ઉપર હાથ મુકયો તે ઉપરથી તે એવુ સમજ્યો કે મેં જેવો ધાર્યો હતો તેવો જ આ વર છે, માટે આને જ લઇ જવો

આ માણુસ જો કે ગોવાળ હતો હતા પણ રૂપરગમા દેખાવડો હતો એટલુ જ નહિ પણ તે જાતે બ્રાહ્મણ હતો ગોવાળનુ કામ કરતો હોવાને લીધે તેમજ તડકામા ને વગડામા ફરવાને લીધે તેના મોઉપર સારૂં તેજ નહોતુ વરરુચીએ ધાર્યું કે જો એને થોડો વખત ઘરમા રાખવામા આવ્યો હોય તો દીપી નિકળશે તેમ જ તેને સારા વસ્ત્રો પેહેરાવ્યા હોય તો સારી પેઠે શોભશે

એને પોતાની જોડે આવવાની વરરુચીએ વિનતી કરી કે તેણે સ્વીકારી એટલે એના જાનવરોને બીજા ગોવાળને સોપવામા આવ્યા

ગોવાળ જેવી જાતના માણુસો એકદમ આવી રીતે પોતાના જાનવરો બીજાને સોપી અજાણ્યા માણુસ સાથે જવા કબુલ કરે એ નહિ માનવા જેવી વાત દિસે છે પણુ થવાકાળ આગળ કોણુ બળવાન્ છે ? આ પણુ એક નશીબની જ વાત છે નશીબમા શુ લખેલુ છે તે દેવ પણુ જાણુતા નથી એવુ કહેવાય છે કહ્યુ છે કે

**'स्त्रियश्चरित्रंपुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः'**

વરરુચી આ ભાઈ સાહેબને પોતાને ઘર લઈ ગયા, અને તેમની સારી પેઠે આગતા સ્વાગતા કરવા માડી દરરોજ નવા નવા ને ભાવતા ભોજન મળવા માંડ્યા નોકર ચાકરોનુ સુખ આ ભાઇ સાહેબને મળ્યુ એટલે પોતે ઘણી જ ખુશી અને આનદમા અહિં રહેવા લાગ્યા

એક દીવસ વિક્રમાદિત્યના દરબારમા વરરુચી ગયા ત્યારે તેમણે પૂછ્યુ કે 'કેમ વરની ખોળ કરી લાવ્યા ?' ત્યારે ઉત્તર દિધુ કે 'હા, પણુ એમની તબીઅત ઠીક ન હોવાથી કેટલાક વખત સુધી તે દવા ખાય છે ને સારી પેઠે થશે એટલે આપની પાસે તેડી લાવીશ'

વરરુચિ ફિકરમા પડ્યા કે હવે આ મૂર્ખને હુ કેવી રીતે દરબારમા લઈ જાઉં કેમકે તે મૂળ ગોવાળ છે એટલે નિરક્ષર અને અજ્ઞાન હોય એમા કાઇ આશ્ચર્ય જેવુ છે નહિ દરબારમા જાય ત્યારે મહા પ્રયત્ને તેને રાજાને આશિર્વાદ દેવા માટે "ૐ નમ શિવાય" બોલતા શિખવવા માડયુ તે મહા મેહેનતે આવડ્યુ, પણુ જો બે ઘડી પછી બોલવાનુ કહેવામા આવે તો એક અક્ષર પણુ આવડે નહિ એવી તો એની સ્મરણુ શક્તિ હતી

આજ કાલ કરતા ઘણો વખત થયો અને એક તરફથી રાજાએ ઉતાવળ કરવા માડી તેથી એક દિવસ દરબારમા વરરુચીએ તેને લઈ જવાનો નિશ્ચય કર્યો તેને ઘેરથી 'ૐ નમ શિવાય' એટલા શબ્દ ઉપરા ઉપરી મનમા ગોખાવતા ગોખાવતા લઈ ચાલ્યા કારણુ કે જો એ ઘડીમા ભુલી જાય તો પોતાની ફજેતીના ફાળકા થાય એમ હતુ આજે વરરુચીની પાસે એ વગર ચુકે 'ૐ નમ શિવાય' બોલી ગયો હતો તેથી તેને ખાત્રી થયી કે હવે તે ભુલી નહિ જાય

ગોખતા ગોખતા દરબાર પાસ આવ્યા રાજા દરબાર ભરીને રાજ્યાસન ઉપર બેઠા હતા સભાના બધા પડિતો પણુ બેઠા હતા એવામા ન

રરુચી સાથે પ્રિયગુમજરીનો ભવિષ્યનો થનાર પતિ આવ્યો રાજદરબાર તે શુ તે આ ગોવાળે સ્વપ્નમા પણ જોયુ નહોતુ તેથી દરબારનો ભપકો જોઇને જ એ અજાઇ ગયો રાજાને આશિર્વાદ દેવાના શબ્દો ભુલી ગયો અને ગભરાયો પણ રાજાની પાસે આવ્યા એટલે આશિર્વાદ તો દેવો જ જોઇએ તેથી તે ગભરાઇને ' ૐ નમ શિવાય ' ના બદલામા ' उशरट ' શબ્દ બોલ્યો આ અસબદ્ધ અક્ષરો સાભળતાની સાથે સર્વની અજાયબીનો કાઈ પાર રહ્યો નહિ

વરરુચીએ પ્રથમથી જ રાજાને કહ્યુ હતુ કે વર એવો તો રૂપાળો ને સારો છે કે તેને મે મારો ગુરુ કરયો છે તે ઉપરથી રાજાના મનમા એવુ આવ્યુ કે વરરુચી જેવાનો આ જ્યારે ગુરુ થયો છે ત્યારે આ જે અસબદ્ધ અક્ષરો બોલ્યો તેનુ શુ તાત્પર્ય હોવુ જોઇએ ?

રાજાના વિચારો સમજી જઇને વરરુચીએ સમયાનુસાર કહેવા માડ્યુ કે ' આ મ્હારા ગુરુએ જે આષિર્વાદ દિધો તે આપના સમજવામા નહિ આવ્યો હોય પણ એમણે 'ઉશરટ' એ ચાર અક્ષર વડે કરીને એવુ કહ્યુ કે

' उमया सहितो रुद्रः शंकरः शूल पाणिभृत् ।
रक्षतु त्वां महीपाल टंकारवल गर्वितः ॥'

હે રાજા, જેમણે હાથમા શૂલ પકડ્યુ છે અને ધનુષટકારના બળને લીધે ગર્વિતછે એવા ઉમયા સહિત શકર તમારૂ રક્ષણ કરો વરરુચીએ કરી બતાવેલા અર્થથી રાજા પ્રસન્ન થયો રાજા પ્રસન્ન થયો એટલે હવે પછી શી વાર ? લાગલુ પ્રિયગુમજરી જોડે પરણાવવાનો ભારે સમારભ કરી પરણાવી પણ દિધી

આ ઉપરથી વાચકોને ઘણી અજાયબી લાગશે કે વિક્રમ જેવો રાજા પણ પરીક્ષા કર્યા વગર વિશ્વાસે કેવો ઠગાયછે પણ જો વધારે વિચાર કરવામા આવશે તો સાફ માલુમ પડેછે કે રાજાઓ ગમે તેટલા હુશીઆર હોય તોપણ બધી બાબતોમા આવો જ કારભાર ચાલે છે એમને ઠગવાને માટે એકાદ મનુષ્યે એમનો વિશ્વાસ મેળવવાની જરૂરછે જ્યારે વિશ્વાસુ થયો ત્યારે તે માણસ પોતાનુ જ ધાર્યુ કરેછે અને રાજાને તો શુ પણ આખા રાજ્યને પણ મરજી મુજબ ચલાવેછે વરરુચી ઉપર રાજાનો વિશ્વાસ હતો

પણ અંદરખાને શી હકીકતછે તેની રાજાને ખબર જ નહોતી એટલે આવો પ્રકાર બન્યો

રાજાઓ ગમે તેટલા હુશીઆર હોય તોપણ રાજખટપટીયા માણસો પોતાનો હેતુ કેવી રીતે પાર પાડેછે તે માટે જેમણે રાજખટપટો જોઈ છે તેઓ સહજમા સમજી શકે એમછે

વરરુચીએ કહ્યા પ્રમાણે કરી બતાવ્યુ અને પ્રિયગુમજરીએ જેવુ કહ્યુ હતુ તેવુ પણ થયુ

---

## પ્રકરણ ૩ જુ.

### સામુદ્રિક.

પ્રિયગુમજરી તથા વરરુચીના ગુરુ જોડે એકાતમા રહેવાનુ મળ્યુ કુવરી તો ઘણી જ હરખાતી હતી પણ વર તો એવો મળ્યો કે બોલે કે ચાલે તે ધારતી હતી કે હમણા મને બોલાવશે પ્રથમ કહેવાયુ જ છે કે તે ઉપવર વરવાને યોગ્ય થઈ હતી તે પ્રમાણેનુ સુખ મેળવવાને તે ઘણી જ આતુર હતી પણ દિલગીર કે તેમાનુ તે કાઇ પણ અનુભવવા પામી નહિ

પોતે વારેવારે પતિ તરફ નિહાળી નિહાળીને જુવે ને વિચાર કરે કે કેમ આમ કરેછે મુદ્દલ કેમ બોલતા નથી શુ મારાથી કઈ અવિવેકતો નહિ થયો હોય ? આ તો વરરુચીના પણ ગુરુછે એટલે તો સપૂર્ણ રીત્યા વિદ્વાન્ હશે એમા તો કાઈ નવાઈ નથી છતા પણ તેને ધીરજ રહિ નહિ તેથી હવે તેની જોડે વાત કરવા માડી પણ અફસોસ કારણ કે વરરુચી જેવા પક્ષ માણસે પ્રથમથી જ સકેત કરી શિખવી રાખ્યુ હતુ કે બીલકુલ બોલવુ નહીં તેથી તેણે આ વખતે મૌન જ રાખ્યુ હતુ પોતાની જોડે બોલવા ન માડ્યુ તેથી પ્રિયગુમજરીને ધીરજ રહિ નહીં તે ઉપરા ઉપરી તર્ક કરતી જાય અને બોલાવતી જાય પણ વર રાજા તો મગનુ નામ મરી પણ કહે નહીં

વળી બીજી રીત્યા તેની પરીક્ષા કરવા માટે પ્રિયગુમજરીએ એક યુક્તિ કરી પોતે લખેલુ એક નવિન પુસ્તક તેની સામુ મુક્યુ તેમ જ તેમા કાઈ ભૂલ હોય તો સુધારવા સારૂ જોડે કલમ ખડીયો પણ મુક્યા પણ ભાઈ સાહેબ તો કેવળ નિરક્ષર એટલે એમને શી ખબર કે આ શુ થાયછે?

તો પણ આપેલુ પુસ્તક સારી પેઠે ફેરવી ફેરવીને જોવા માડ્યુ અને છે વટ સારી પેઠે પુસ્તકને તપાસીને એ પુસ્તકમા જે જે ઠેકાણે માત્રા, અનુસ્વાર, રસ્વ અને દીર્ઘના નિશાન હતા તે સર્વે નખથી જ કાઢી નાખવા માડ્યા તે જોઈ પ્રિયગુમજરીને અતિશય આશ્ચર્ય સાથે ખેદ થયો પણ તે કાણ અને શી નાતે છે તે સમજી શકાયુ નહિ તેથી તેણે મહેલના બધા ચિત્રો બતાવવા શરૂ કર્યા એવામા જ્યા ભેશનુ ચિત્ર જોવામા આવ્યુ કે આ ભાઈ સાહેબ તો તે જોઈ ઘણા ખુશી થયા, અને ગોવાળીયા જેમ જૂદા જૂદા નામોથી ગાયો ભેંશોના ટોળાને બોલાવેછે તેવી રીત્યા બોલાવવા ને હાકો પાડવા મડ્યા તે ઉપરથી ખાત્રી કરી કે આતો ગોવાળછે

સ્ત્રીની જાત જ એવી છે કે તેને સસારમાની બધી બાબનો જો અનુકૂલતાવાળી હોય તો તે એક લક્ષ્મી જેવીછે પણ જો પ્રતિકૂલતાવાળી હોય તો તે એક ક્રૂર રાક્ષસી કરતા પણ ભૂડીછે તે જે ધારે તે કરવામા આધુ પાછુ જોતી નથી કુહેવાયછે કે 'नारीप्रत्यक्षराक्षसी ।' પ્રિયગુમજરીને આવો ગોવાળ કેમ ગમે ? તેણે તુરત જ મારવા માટે તરવાર ઉગામી એટલે તેને માગ્વાની બીકથી મૌન છોડવુ પડ્યુ અને દીનવાણીથી કહ્યુ કે 'તુ મને મારીશ નહિ પણ જતો રહેવા દે ' દયા આવવાથી પ્રિયગુમજરીએ તેને માર્યો નહિ પણ જતો રહેવા દિધો બિચારો આ ગોવાળ, મરણભયથી તો પોતે બચ્યોછે એમ જાણી ત્યાથી ચાલી નિકળ્યો ગામ બહાર કાલિકામાતાના મદિરમા આવ્યો પોતાનુ અપમાન થયા બદલ તેને ઘણું લાગી આવ્યુ પણ કરે શુ ? કહ્યુછે કે ' विद्याविहीन पशु ।'

'મારા ઉપર જે આટલી બધી ગુસ્સે થયી તેને જ વિદ્યા પ્રાપ્ત કરીને અનુકૂલ કરવી, એવી પ્રતિજ્ઞાથી કાલિકાની આરાધના કરવા માડી તે જો પ્રસન્ન થાય તો જ ત્યાથી ઉઠવુ નહિ તો દેહ ત્યાગ કરવો એવી પ્રતિજ્ઞા કરીને દેવીની આરાધના કરવા માડી

રાત્રીમા થયેલુ સઘળુ વૃત્તાત પ્રિયગુમજરીએ સવારમા રાજાને કહિ સભળાવ્યુ એ સાભળીને રાજા ઘણો જ દુખી થયો પણ હવે થયુ તે કાઈ ન થયુ થવાનુ હતુ ? ગાડો ઘેલો પણ જમાઈ ! એક વખત પરણાવી દિધેલી દિકરીને શુ ફરી પરણાવાય ? તેથી તેની બધે શોધ કરાવવા માડી ખોળતા ખોળતા માતાના મદિરમા એ માલુમ પડ્યો રાજાએ રાજદ્વારમા

આવવા માટે ઘણોએ આગ્રહ કર્યો પણ તેણે સાફ ના પાડી કે 'જ્યા સુધી મને દેવી પ્રસન્ન થશે નહિ ત્યા સુધી હુ આવીશ નહીં પ્રસન્ન થશે તો જ આવીશ અને નહિ તો જીવ કાઢીને મરીશ' આવો તેનો દૃઢ નિશ્ચય જોઈ રાજા પાછો ગયો રાજાને પણ ઘણી ફિકર થવા લાગી કે આ અ-વિચારી માણસ વખતે આપઘાત કરશે તો મારી દિકરી વિધવા થશે, તેથી એવી એક યુક્તિ કરી કે એક સ્રીને માતાની પાછળ બેસાડી તેની પાસે એવુ કહેવડાવવુ કે 'તુ ઉઠ, હુ તારા ઉપર પ્રસન્ન થયોછુ' આ યુક્તિ કરવાથી તે તત્કાલ ત્યાથી ઉઠયો પણ આ ખોટી યુક્તિ તો સાચી જ થયી પડી દેવીએ જાણ્યુ કે મારી કૃપાનો અનુભવ જો એને નહિ માલુમ પડે તો તુરત જ પ્રાણત્યાગ કરશે તેથી તેની સમુખ આવીને દેવી ઉભા રહ્યા અને માથાઉપર હાથ મુકી પ્રસન્ન થયા

આ બધુ ત્યા બેસાડેલી દાસીએ પ્રત્યક્ષ નજરે જોયુ અને તે આ-નદમા દોડતી દોડતી આવીને પ્રિયગુમજરીને કેહેવા ચાલી તેણે કહેલુ બધુ સાભળીને પ્રિયગુમજરીને પણ ઘણો જ આનદ થયો અને પોતે કરેલા તિર-સ્કાર માટે તેને ઘણો જ પશ્ચાત્તાપ થયો પણ હવે તો પ્રિયગુમજરીના મનોભાવ ફરી ગયો તેણી હવે પૂર્ણ આનદમા આવી ગઈ અને દાસી સાથે કાલિકાના મદિર તરફ ચાલી

જેના ઉપર સાક્ષાત્ માહાકાલી પ્રસન્ન થયાછે એવા પોતાના પતિને જોઇને તેને ગળે વળગી પડી અને પૂછ્યુ કે 'अस्ति कश्चित् वाग्विशेष ?' એટલે વાણીમા કાઈ વિશેષતા છે ? અર્થાત્ કાઈ સુન્દરકાવ્ય કર્યાછે ? તે ઉપ-રથી તેણે તેણીના મુખમાથી નિકળેલા ત્રણ શબ્દોમાથી પ્રારભના એક એક શબ્દ ઉપર [1]કુમારસભવ, [2]મેઘદૂત, અને [3]રઘુવશ, એવા ત્રણ કાવ્ય અ-નુક્રમે રચ્યા વર્ણા એમ પણ કહેવામા આવે છે કે પોતાનો પતિ વિદ્વાન્ થયો કે નહિ તે જાણવા નીચે પ્રમાણે એક શ્લોકથી પ્રશ્ન પૂછ્યુ

'अनिलस्यागमोनास्ति द्विपद नैव दृष्यते।
वारि मध्ये स्थित पद्मं कम्पते केन हेतुना ?'

---

૧ કુમારસભવમા પ્રારભનો શ્લોક 'अस्त्यत्तरस्या दिशि देवतात्मा' છે

૨ મેઘદૂતમા कश्चित् कान्ताविरहगुरुणा स्वाधिकारात्प्रमत्त ' છે

૩ રઘુવશમા 'वागर्थाविव सम्पृक्तौ' છે

વાયરો વાતો નથી, કોઈ મનુષ્ય જતુ આવતુ જણાતું નથી, (છતા) પાણીમા રહેલુ કમળ શા કારણથી કપે છે?

ત્યારે તેનું ઉત્તર નીચેના શ્લોકથી આપે છે

'पावकोच्छिष्टवर्णाभ· शर्वरी कृतबंधनः।
मोक्ष न लभते कान्ते कम्पते तेन हेतुना॥'

શિવની આખમાથી નિકળેલા અગ્નિથી જેનો વર્ણ ઉચ્છિષ્ટ થયો છે, રાતનુ જેને બધન છે એવો કામદેવ હજુ મુક્ત થયો નથી તેથી હે કાન્તે, નેત્રકમળ કપે છે

મહાકાલી પ્રસન્ન થયા તેથી મહાકાવ્ય રચવાની શક્તિ તેનામા આવી પ્રિયગુમજરીના હર્ષનો પાર રહ્યો જ નહિ મહાકાલી પ્રસન્ન થયા તેથી તે ગોવાળનુ નામ કાલિદાસ પડયુ અને તેણે ૩ નાટક, ૩ કાવ્ય અને ૭ પ્રબધ રચ્યાછે જે પ્રબધો અદ્યાપિપર્યંત ઉપલબ્ધ થયા નથી

મહારાજા વિક્રમાદિત્ય સુખરૂપ રાજ્ય કરતા હતા એક દિવસ ઉજ્જયિનીનો દાત નામનો એક વ્યાપારી વિક્રમાદિત્યની પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે ' મહારાજ, હુ આપના નગરમા રહુછુ સુમુહૂર્તમા મેં લાખો રૂપીઆ ખરચીને એક ઘર બધાવ્યુ છે અને તેનુ વાસ્તુ કરીને તેમા ગઈ કાલે જ રહેવા ગયોછુ રાત્રે પલગઉપર કાઇક ઊંઘમા ને કઇક જાગતા એકાએક 'પડુછુ,' એવો શબ્દ સાભળ્યો રાતની વખત એટલે આવી વખતે કોણ પડેછે ને છે શુ છે તે વિષે વિચાર કર્યા વગર 'પડી શનહિ' એમ કહિ હુ મારા ઘરમાથી બહાર નિકળ્યો અને મારી પાછળ ઘરના બધા માણસો પણ નિકળ્યા પછી બીજે દિવસે જોશી વગેરેને બોલાવી તેમને પૂછતા તેમણે મત્રજાપાદિ કરાવ્યા પછો ગઈ રાત્રે પણ તે જ જગોએ સૂતો અને નિયમિત વખત થયો કે તુરત ' પડુછુ ' એવુ સાભળ્યુ ત્યાર પછી બીજે દિવસે ફરીથી જોશી વગેરેને બોલાવી પૂછતા તેમણે વળી શાતીને અર્થે પ્રથમની પેઠે જ કરાવ્યુ તે તો મારે ' ખાતર પાછળ દિવેલ ' જેવુ થયુ, માટે આપને અરજ કરૂછુ કે હવે મારે શુ કરવુ?'

આ સાભળતાની સાથે વિક્રમને ઘણુ આશ્ચર્ય ભાસ્યુ અને પૂછ્યુ કે એ હવેલી કરાવતા કેટલુ ખર્ચ થયુછે? 'તો તેણે કહ્યુ કે' 'ત્રણ લાખ રુપીઆ'

રાજાએ તુરત જ તેટલા રુપીઆ તેને આપી એ ઘર વેચાતું લીધુ પછી તે વ્યાપારી પોતાને ઘરે ગયો

રાજા ક્યારે સાંજ પડે ને 'પડુછુ' એવુ કોણ કહેછે તે જોવા તલ પાપડ થઈ રહ્યો. સાહસિક માણસોને જ્યારે સાહસિક કૃત્યો કરવાનો વખત આવેછે ત્યારે તેને ઘણો જ આનંદ થાયછે વિક્રમ મૂળથી સાહસિક કર્મ કરનાર હતો તેથી તેને ઘણોજ આનંદ થયો હતો

સાંજ પડી એટલે તૈયાર થયી રાત્રે એ વેપારીને ઘેર ગયો ને જોડેના સર્વેને રજા આપી ખાઈ પીને પોતે પછી જ્યા પેલો વ્યાપારી સૂતો હતો તે જગાએ સૂતો મધ્યરાત્રિ થઈ કે 'પડુછુ' એવો શબ્દ કાને પડયો વિક્રમે કહ્યુંકે 'જલદીથી પડ' એટલે ત્યા સોનાનુ એક દિવ્ય પૂતળુ પડયુ જે જોતાની સાથે વિક્રમને ઘણો જ આનંદ થયો જે આ સુવર્ણનુ પૂતળુ પડયુ તેથી તેને સુવર્ણ સિદ્ધિ પ્રાપ્ત થયી

એક દિવસ રાજાના દરબારમા અત્યંત દરિદ્રી અને કુરુપ માણસ હાથમા દરિદ્રતાનુ એક લોઢાનુ પૂતળુ લઈ આવ્યો ને કહેવા લાગ્યોકે આપ આ ઉજ્જયિની નગરીના ધણીછો અને ઘણીજ પ્રસિદ્ધિને પામેલાછો આ શેહેરમા ક્રયવિક્રય રૂપ વ્યાપારની ઘણી જ વૃદ્ધિ થયેલીછે ગમે તેવી ચીજ બજારમા લઈ જતા ખપી જાયછે ને જોઇએ તેવી જ મળે પણછે એવી ખ્યાતિ સાભળી હુ દરિદ્રતાનુ પૂતળુ—જે પોતાની પાસે હતુ તે તરફ આગળી કરી બતાવતા—વેચવા માટે બજારમા બધે ફર્યો પણ કોઇએ લીધુ નહિ હુ આપની આ મોટી નગરીમા ઘેર ઘેર—બધે ફર્યો પણ કોઇએ મારૂ આ પૂતળુ લીધુ નહિ એટલુ જ નહિ પણ ઉલટુ મારૂ અપમાન કરીને ક્હેવા માડયુ કે આ નગરીમા 'દરિદ્ર' શબ્દ સુદ્ધા કોઈ જાણતુ નથી તો તારૂ આ દરિદ્રતાનુ પૂતળુ કોણ લેનારછે જા, અહિથી ચાલતો થા મને માફ કરજો સાહેબ, પણ આપની નગરીમા આ મારા પૂતળાનુ કોઈ ગ્રાહક થતુ નથી એ એક શરમ ભરેલી વાતછે' એટલુ કહિને રાજા પાસે રજા માગી કે 'હવે હુ રજા લઉછુ' પણ રાજાએ રજા ન આપતા તેને ઉભો રાખ્યો ને એક લાખ [1]દીનાર આપીને તેનુ પૂતળુ ખરીદ કર્યું અને તેને પોતાના ભંડારમા

[1] આ એક જાતના ચલણી નાણાનુ નામછે તે સોનાનુ હોયછે અને તેની કીમત આશરે - ની હોય છે

રખાવ્યુ. એટલે તુરત જ પેલો પૂતળુ વેચવા આવેલો માણસ પોતાને ઘણો જ લાભ થયો હોવાથી આજ્ઞા લઈ ચાલતો થયો

તે જ દિવસની રાતે મહારાજા વિક્રમાદિત્ય સુખરૂપ નિદ્રા લેવા પલગ ઉપર સૂતો હતો પહેલી પહોરે રાજ્યના અધિપતિ દેવ, બીજે પહોરે, હ-યશાળાના અધિપતિ દેવ અને ત્રીજે પહોરે ખુદ લક્ષ્મીજી તે સ્થળે પ્રકટ-પણે આવીને રાજાને કહેવા માડયુ કે 'મહારાજા, તમારે આશ્રયે અમો આજ સુધી ઘણા આનદમા રહ્યા પણ હવે તો તમોએ દરિદ્રતાને આશ્રય આપ્યો છે અર્થાત્ દરિદ્રતાનુ પૂતળુ ખરીદ કરી ખજાનામા રાખ્યુ છે તે આપે ખોટુ કર્યું છે, તેથી હવે અમોને અહિયા રહેવુ ઠીક લાગતુ નથી માટે મેહેરબાની કરીને આમોને રાજા આપો અમો હવે અહિંથી જઇશુ' એટલે તુરત જ મહારાજાએ આજ્ઞા આપી

આવી વખતે જો બીજો કોઇ હોત તો કેવળ ગભરાઇ ગયો હોત પણ વિક્રમાદિત્ય તો કેવળ વીર પુરુષ જ હતો તેથી તે બિલકુલ ગભરાયો નહિ ને ધીરજથી રજા આપી રજા, તે પણ કોને? સાક્ષાત દેવોને હવે એ ત્રણે ચાલ્યા ગયા રાજા વિચાર કરે છે એવામા ચોથો પહોર પૂરો થતાની દરમ્યાન એક દિવ્ય પુરુષ રાજા પાસે આવ્યો તેનુ નામ સત્ત્વ હતું તેણે કહ્યુ 'મહારાજા, આપે દરિદ્રતાને આશ્રય આપ્યો છે એટલે હવે મને રજા આપો કેમકે હવે મારે તમારી પાસે રહેવુ ઉચિત નથી' એમ કહિને તેણે પણ ચાલવા માડયુ એટલે રાજાએ પોતાની પાસે હતી તે તરવાર ઉગામી એટલે તેણે જાણ્યુ કે એ આત્મઘાત કરશે તેથી તેણે પાસે આવી રાજાના હાથ ઝાલી લીધા

પ્રથમ જે ત્રણ દેવ જતા રહ્યા હતા તેમણે તથા સત્ત્વે સકેત કર્યો હતો કે સર્વેએ સાથે રાજ્ય છોડવુ પણ સત્ત્વને આવતા વાર થઇ એટલે સર્વે દેવ પાછા વિક્રમને શરણે આવ્યા અને કહેવા માડયુ કે 'અમને આ સત્ત્વે ફસાવ્યા છે કારણ કે તેણે જ અમોને આ પ્રમાણે કરવાનુ કહ્યું હતું પણ તે પોતે તો આવ્યો નહિ તેથી હવે અમે તો તમોને છોડી જઇશુ નહિ તમારે જ શરણે રહિશુ એટલે સત્ત્વે પણ ક્ષમા માગી વિક્રમને જ શરણે રહેવા નિશ્ચય કર્યો સર્વે પ્રકારે અનિષ્ટ થવાને બદલે ઇષ્ટ થયી ગયુ અને રાજાના આનંદમા વધારો થયો

એક દિવસ રાજા સભામા બિરાજ્યા હતા એવામા એક માણસે ખબર આપી કે સામુદ્રિક શાસ્ત્ર જાણનાર એક વિદેશી મહારાજાના દર્શન નિમિત્તે આવેલ છે એટલે મહારાજાએ તેને આવવાની આજ્ઞા આપી અને સમાન આપી બેસવાનુ આસન બતાવ્યુ

રાજાને પ્રણામાદિ કરીને તે સામુદ્રિક, દેખાડેલા આસન ઉપર બેઠો અને બહારથી બધી રીતે રાજાને ધારી ધારીને જોવા લાગ્યો ઘણીકવાર સુધી જોઇને વિચારમા પડ્યો

તેની મુખમુદ્રા ઉપરથી તે જાણે દિલગીરીમા હોય એવુ જણાયુ તેથી રાજાએ તેનુ કારણ પૂછ્યુ એટલે તે બોલ્યો કે 'મહારાજ, મને માફ કરજો પણ મને જે ખરૂ જણાયુ તે જ હુ આપને નિવેદન કરીશ આપને જોતા જે જે સામુદ્રિક લક્ષણો મારા જાણવામા આવ્યા તે ઉપરથી આપ કેવળ ખરાબ પુરુષ છો એ નિ શક હોવુ જોઇએ પણ ઘણી અજાયબી એટલા જ માટે લાગે છે કે આપ તો સર્વ શુભગુણથી સપન્નછો એટલુ જ નહિ પણ મહારાજાછો આપના ઉપર લક્ષ્મીની કૃપા જોઈ સામુદ્રિક શાસ્ત્ર ઉપરથી મારો વિશ્વાસ ઉઠી જાય એવુ થયુછે મને લાગેછે કે એ શાસ્ત્ર કેવળ ખોટુ જ હશે આપના બધા લક્ષણોઉપરથી આપ કેવળ દરિદ્રિયોના સાર્વભૌમ રાજા હોવા જોઇએ છતા તેથી ઉલટુ જોવામા આવેછે એ કેવળ અજાયબી છે'

'સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે મેં જે કહ્યુ છે તે બરોબર જ છે તેમા બિલકુલ ભૂલ નથી મેં જે જે ઠેકાણે આ શાસ્ત્ર પ્રમાણે નિરિક્ષા કરીને જેને જેને કહ્યુ છે તે સઘળુ સાચુ પડ્યુ છે પણ આજે તે બધુ જૂઠુ માલુમ પડ્યુછે આવુ વિપરીત કારણ શુ હશે તે મારાથી સમજાતું નથી પણ મને લાગેછે કે આપના પેટમા એ સબધી કાઇક ભેદ ભરેલુછે'

આ સાભળી રાજાને હસવુ આવ્યુ અને તુરત જ પાસે પડેલી તરવાર હાથમા લઈ પેટ ઉપર ધરી અર્થાત્ પેટ ચીરીને તેની ખાત્રી કરી આપવા તરવાર પકડી એટલે તુરત તેણે હાથ પકડી લીધો

રાજાએ કહ્યુ કે 'જ્યારે બહારના લક્ષણો જોતા તમને વિપરીતતા જણાયી ત્યારે હવે અતરૂના લક્ષણો જોઇને તમારી ખાત્રી કરો કેમકે તમારી શ્રદ્ધા સામુદ્રિક શાસ્ત્રઉપરથી ઉઠી ગઇછે માટે ખરૂ શુ છે તે ખોળી કહાડો

પણ તેણે 'ના ના' કહિને હાથ પકડી લીધો ને કહ્યુ કે હવે હુ સમજ્યો પેટ ચીરવાની હવે કાંઈ જરૂર નથી સામુદ્રિ શાસ્ત્ર પ્રમાણે જે બત્રીશ લક્ષણો હોયછે તે કરતા જુદા જ લક્ષણો તમારામાછે અને એનેજ સત્ત્વ કહેવામા આવેછે. આ સત્ત્વ જ્યારે તમોએ પેટ ચીરવાનુ કહ્યુ ત્યારે જ મારા જાણવામા આવ્યુ

ઘણાકમા બત્રીશ લક્ષણ હોય છે પણ તમારામા ૩૩ લક્ષણ જણાય છે અને એ તેત્રીશમુ લક્ષણ તે જ સત્ત્વ છે જે તમારામા છે

આ સત્ત્વ જેનામા છે તે પૃથ્વિ તો શુ પણ ત્રણ લોકનું રાજ્ય નિર્ભયપણે કરી શકે મને તમારા અત્યત સાહસિક ગુણોથી આનદ થયો છે ને હવે હું રજા માગુછુ' પછી રાજાયે યોગ્ય સત્કાર સાથે એને રજા આપી

---

## પ્રકરણ ૪ થુ

## વિક્રમાદિત્ય અને સિદ્ધસેનસૂરી

એક વખત એવુ બન્યુ કે વિક્રમાદિત્યને કોઈ રાજ્ય ઉપર ચઢાઇ કરવી પડી ત્યારે શત્રુઓ કિલ્લામા ભરાઇ ગયા અને એવો બદોબસ્ત કર્યો કે વિક્રમાદિત્યનુ કાંઇપણ ચાલે નહિ ત્યારે તેના મનમા એવુ આવ્યુ કે હવે કેવી રીત્યા નગરમા દાખલ થવુ એ વિદ્યા જાણ્યા વિના ચઢાઇ કરવી તે નકામી છે તેથી પોતે દિલગીર થયો પોતાની ફોજ લઇ પાછો વળ્યો પુરપ્રવેશની વિદ્યા શિખવાની દઢ પ્રતિજ્ઞા કરી અને તેવી વિદ્યા જાણનારની ખોળ કરવા માડી એવામા ખબર મળી કે [1]શ્રીપર્વત ઉપર [2]ભૈરવાનદ નામનો એક માહા માત્રિક છે, તેને એ પુરપ્રવેશવિદ્યા આવડે છે તેથી રાજા શ્રીપર્વત તરફ ચાલી નિકળ્યો અને ભૈરવાનદને મળ્યો

તેમની ઘણા દિવસ સુધી રાજાએ શિષ્ય ભાવે સેવા ચાકરી કરી ઘણા દિવસ થયા એટલે તેની સેવાથી ભૈરવાનદ પ્રસન્ન થયા પુરપ્રવેશવિદ્યા શિખવતા પેહેલા એવો એક બનાવ બન્યો હતો કે એ ભૈરવાનદ પાસે

---

૧ શ્રીપર્વત કયા છે તેનુ કોઈ ઠેકાણે પ્રમાણ મળતુ નથી

૨ રાજશેખરની કર્પૂર મજરીમા ભૈરવાનદ નામના મહા માત્રિકનુ નામ આવે છે તે કદાચ હશે

વિક્રમના આવતા પહેલા એક શિષ્ય આવ્યો હતો તેની જોડે વિક્રમે એવી સરત કરી હતી કે તેને પણ એ વિદ્યા શિખવવી

ભૈરવાનદ વિદ્યા શિખવાને તૈયાર થયા એવામા વિક્રમે એમને વિનંતી કરી કે ' પ્રથમ આ બ્રાહ્મણને વિદ્યા શિખવો ને પછી મને શિખવો ' ત્યારે ભૈરવાનદે કહ્યુ કે 'આતો બ્રાહ્મણ છે અને એને આ વિદ્યાની જરૂર નથી ' એવુ વારેવારે સમજાવીને કહ્યુ પણ તેણે પોતાની હઠ છોડી નહિ ત્યારે ગુરુએ ' જ્યારે તુ ઘણો આગ્રહ કરે છે ત્યારે તારા કહ્યા પ્રમાણે શિખવીશ પણ આમ કરવાથી તારે પસ્તાવુ પડશે ' એમ કહિ બેયને પુરપ્રવેશવિદ્યા શિખવી

વિક્રમની મહેરબાનીથી બ્રાહ્મણનુ કામ નિકળી ગયુ તેને બેહદ આનદ થયો બેયને સારી મિત્રતા થયી હતી તેથી તેઓ ઉજ્જયિની આવવા નિકળ્યા

આ વખત ઉજ્જયિનીમા એવો બનાવ બન્યો હતો કે રાજાનો મુખ્ય હાથી મરી ગયો હતો રાજાની ગેરહાજરીમા હાથી મરી ગયો હતો તેથી રાજદ્વારી પુરુષો દિલગીર હતા તેને ડાટવા માટે સારા ઠાઠથી લઇ જતા હતા

આવી વખતે વિક્રમાદિત્ય પોતાના સોબતી જોડે ત્યા આવી પહોચ્યો પોતે તો પુરપ્રવશવિદ્યા શિખિ લાવ્યો હતો પણ આ વિદ્યામા પરકાયાપ્રવેશનો પણ ગુણ હતો તેથી ગુરુએ શિખવેલી વિદ્યાની અજમાયશ કરવાની પણ આ સારી તક મળી

રાજાએ વિચાર કર્યો કે જ્યારે બીજાના રાજ્યા ઉપર ચઢાઈ કરવાનો પ્રસગ મળશે ત્યારે પુરપ્રવેશવિદ્યાની અજમાયશ થશે પણ હાલ તો પરકાયાપ્રવેશમા તો તેની અજમાયશ કરીએ એમ ધારી હાથીના શરીરમા પ્રવેશ કરવાનો વિચાર પોતાના સોબતીને કહિ બતાવ્યો વિક્રમ જેવો ખુલ્લા દિલનો આ માણસ નહોતો તેથી તેની દુષ્ટ ધારણા સાધવાનો તેને આ લાગ સારો મળ્યો અને તુરત જ તેણે તેમ કરવા હા કહિ એટલે રાજા પોતાના શરીરને સાચવવાનુ કહિ હાથીના શરીરમા વિદ્યાના જોરથી દાખલ થયો કે હાથી સજીવ થયો ને સર્વને ઘણો આનદ થયો હાથીને લઇને બધા રાજદ્વારમા ગયા

રાજા વિક્રમ તો હવે હાથી બન્યા શરીરનુ રક્ષણ કરવાવાળા બ્રાહ્મણ-

ભાઇને આવી સારી તક મળી એટલે તેણે વિક્રમાદિત્યના શરીરમા પ્રવેશ કર્યો અને પોતાનુ શરીર તજ્યુ

આ પ્રમાણે જીવની અદલાબદલી થયી એટલે બ્રાહ્મણ ભાઇ તો રાજા બની નગરમા આવ્યા જીવની અદલાબદલી થઈ તે કોના જાણવામા આવે? વિક્રમ રાજા નગરમા આવ્યા તેથી બધાને આનદ થયો

કપટભાવથી થયેલા વિક્રમની વાત હાથીના જ જાણવામા આવી પણ તે મૂગૂ પ્રાણી શી રીત્યા કહિ શકે?

ભૈરવાનદે ના કહ્યા છતા એ વિદ્યા શિખવવાનો આગ્રહ કર્યો હતો તેથી હવે રાજાને પસ્તાવો થયો પણ હવે તે કરે શુ? હાથના કર્યા હૈયે વાગ્યા

હવે શુ કરવુ તે વિક્રમને સુઝ્યુ નહિ તે ઘણો જ પસ્તાવા લાગ્યો હાથીખાનામાથી છુટવાનો પ્રસગ ન હોવાથી વિચાર કરી જોતા પાસે જ એક પોપટનુ પ્રેત પડ્યુ હતુ તેમા પોતે પ્રવેશ કર્યો અને ઉડતા ઉડતા રાજદ્વારમા પોતાની રાણી પાસે આવ્યો રાણી તો મનોહર પોપટ જોઇને તેને પાતાની પાસે રાખ્યો

ખુદ વિક્રમ પોતે જ પોપટમા હોવાથી તે પોપટ ઘણો ગુણી, ચતુર, અને મીઠુ બોલનાર હોય એમા કાંઈ નવાઈ જેવુ નથી તેથી રાણીની તેના ઉપર ઘણી જ પ્રીતિ થયી અને પોતાના જીવ કરતા પણ પોપટને વધારે ચહાવા લાગી

રાણીની આવી અપ્રતીમ પ્રીતિ પોતાનાઉપર જોઈ એક દિવસ પોપટે યુક્તિ કરી જાણે પોતે મરી ગયો હોય તેવુ બતાવવા આખા મીંચી દીધિ, પગ પસારી દિધા, પાખો લુલી કરી નાખી અર્થાત્ શરીર ચીંથરા જેવુ લુલુ કરી નાખ્યુ

પોતાનો માનીતો પોપટ મરી ગયો જાણીને રાણી તો ઘણી જ દિલગીરીમાં ડૂબી ગઈ પોતે જાણે હવે તો ઘડીશાતની છે એવી થયી ગઈ આવી સ્થિતિ વિક્રમદેહધારી બ્રાહ્મણના જોવામા આવવાથી કઈરીત્યા આ દિલગીરી દૂર કરવી તેનો વિચાર કરવા લાગ્યો સારી પેઠે તેને સમજાવી તોપણ તે શાત થયી નહિ છેવટ પોતે પણ પોપટની જોડે મરી જવા તેયાર થયી સ્ત્રીઓ હમેશા ઘણી હઠીલી અને ધારેલી જક ન છોડનારી હોય છે તેવી રાણીની જક્ જોઈ વિક્રમ દેહધારીએ રાણીની દિલગીરી દૂર કરવા

થોડીવાર એ પોપટના શરીરમા પ્રવેશ કરીને તેને સજીવ કરૂ તો રાણી શોકરહિત થશે ને પછીની વાત પછીછે એમ ધારી પ્રકટપણે રાણીને કહ્યુ કે હુ હમણા એને સજીવ કરૂછુ માટે દિલગીરી ત્યજ'

તુરત જ પોપટ શરીરી વિક્રમે જાણ્યુ કે આ શરીરમાથી નિકળીને જેવો મારા શરીરમા એ પ્રવેશ કરવા આવે કે હુ મારા શરીરમા પેસી જાઉં તેથી પોતે ધરેલો પોપટનો દેહ ત્યજ્યો ને એ જ સધિમા નિકળેલા બ્રાહ્મણે વિક્રમદેહ પણ ત્યજ્યો ને તુરત જ એક બિજાના શરીરમા પરસ્પરે પ્રાણનુ સક્રમણ કરી દિધુ

પેલા વિક્રમ દેહધારી બ્રાહ્મણને તેના કરેલા કર્મનુ ફળ મળ્યુ બિચારાને રાણીની સેવા કરવા સારૂ થોડા વખત સુધી પોપટના દેહમા રહેવુ પડ્યુ ઉદાર ચરિત મહારાજા વિક્રમે આ બ્રાહ્મણને પુરપ્રવેશવિદ્યા શિખવવા માટે ભૈરવાનદને જે ભલામણ કરી તે ઉપરથી તેની ઉદારતા પ્રતીત થાય છે એ બ્રાહ્મણની જોડે મિત્રભાવ રાખ્યો એ ખલ પુરુષની મૈત્રીજેવુ પરિણામે દેખાયુ ખલની મૈત્રી માટે નીચે શુ કહેછે?

"आरम्भगुर्वी क्षयिणी क्रमेण लघ्वी पुरा वृद्धिमती च पश्चात् ॥
दिनस्य पूर्वार्धपरार्धभिन्ना छायेव मैत्री खलसज्जनानाम् ॥"

દિવસના પ્રથમ ભાગની પેઠે ખલ માણસની મિત્રતા પ્રારભમા મોટી અને પછી ક્રમવડે કરીને ક્ષય પામનારીછે દિવસના ઉત્તરાર્ધની છાયા મુજબ સજ્જનની મિત્રતા પ્રથમ થોડી હોયછે પણ પછીથી ક્રમેકરીને વધેછે

એ જ પ્રમાણે આ બ્રાહ્મણ મિત્રે પુરપ્રવેશવિદ્યા શિખતી વખતે જાણે ખરેખરી મિત્રતા બતાવી હતી અને પછીથી પોતે રૂપ પલટી દિધુ હતુ

દુર્જનમા નીચેના ચાર લક્ષણો સ્વાભાવિકપણે હોયછે

"अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा ।
स्वजनबंधुजनेष्वसहिष्णुता प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥"

અકરુણા—નિર્દયપણુ, વગર કારણે ક્લેશ, પરધન અને પરસ્ત્રીની ઈચ્છા અને સગા સંબધીનુ સારૂ દેખી દુ ખી થવુ, એ ચાર લક્ષણો દુરાત્માઓમા પ્રકૃતિસિદ્ધરૂપે જ હોયછે

પેલા બ્રાહ્મણઉપર વિક્રમે તોપણ દયાભાવ રાખી તેને એક પા-

જરામા રાખ્યો અને તેના પ્રત્યેની રાણીની ચાહેના ધીમે ધીમે ઓછી કરાવીને પછી તેને છોડી મુકયો પણ ‘ दुर्जनस्य कुत क्षमा ?’ વિક્રમને મહા પ્રયત્ને પ્રથમનું શરીર પ્રાપ્ત થયુ અને આનદનો પાર રહ્યો નહિ

મૃગયા કરીને એક દિવસ રાજા નગરમા પ્રવેશ કરતો હતો એવામા ‘ સર્વજ્ઞ પુત્રનો જય થાઓ ’ એવુ બોલતા કેટલાક જૈન લોકો જતા હતા તપાસ કરતા જણાયુ કે એક સિદ્ધસેનાચાર્ય નામના જૈન લોકોના પ્રસિદ્ધ આ-ચાર્યની પધરામણી થાય છે તેમને લેવા માટે જૈન લોકો એકઠા થયીને જયઘોષ કરતા ને એ સિદ્ધસેનાચાર્યને સર્વ ‘ સર્વજ્ઞપુત્ર ’ કહેતા હતા તે રાજાને ઠીક લાગ્યુ નહિ તેથી તેમનામા કેવી સર્વજ્ઞતાછે તે જોવી જોઇએ એવો વિચાર થયો એવામા આચાર્યની સ્વારી પાસેથી જ પસાર થયી તે જોયી રાજાએ મનમા ને મનમા જ નમસ્કાર કર્યો રાજા વિચાર કરવા લાગ્યો કે હવે તેની કેવી રીત્યા પરીક્ષા થાય એવામા રાજાની જોડેના એક ભાટે મોટે સાદે નીચે પ્રમાણેનો શ્લોક કહ્યો

“आप्ते दर्शनमागते दशशती संभाषिते चायुतं
यद्वाचा च हसेहमाशु भवता लक्षोस्य विश्राण्यताम् ।
निष्काणां परितोषके मम सदा कोटीर्मदाज्ञा परा
कोशाधीश सदोति विक्रमनृपश्चक्रे वदान्यस्थितिम् ॥”

જે વિદ્વાન્ ખરેખર કહેનાર હોય તેનેતેના દર્શનમાત્રથી જ એક હજાર, તેની જોડે જો સભાષણ થાય તો દશહજાર, તેની જોડે જો મુહૂર્તમાત્ર સવાદ થાય તો એક લાખ, જો તેનુ કહેવુ કબૂલ કરાયતો એક કરોડ રુપિયા બ-ક્ષીસ આપવા એવો મહા રાજા વિક્રમાદિત્યે ખજાનચીને હુકમ કરેલોછે

સિદ્ધસેનદિવાકરે વિક્રમની કિર્તિ સાભળેલી હતી તેથી આ ભાટનુ બોલેલુ તેમને સત્ય લાગ્યુ વિક્રમ રાજાની વિદ્વાનોપ્રતિ કેવી અને કેટલી સદ્ભાવયુક્ત પુજ્ય બુદ્ધિછે તે તેમના જાણવામા જ હતુ તેથી તેમણે પ્રકટ્-પણે હાથ ઊંચો કરીને વિક્રમને ‘ ધર્મલાભ થાઓ ’ એવો આશિર્વાદ દિધો એટલે રાજાએ કહ્યું કે ‘ અરે યતિવર્ય, તમે મને વગર કારણે શા સારૂ આશિર્વાદ દો છો ? જે તમોને નમન કરે અથવા નમસ્કાર કરે તેને તમારે આશિર્વાદ દેવાની જરૂરછે પણ મેં તો તેમાનુ તમોને કશુએ કર્યું નથી માટે

તમોએ મને આષિર્વાદ દિધો તેનો શો હેતુછે એ મારે કેમ સમજવુ ?' એટલે સિદ્ધસેને ઉત્તર આપ્યુ કે 'હે રાજા, તમો માનસિક નમસ્કાર કરી ચૂક્યાછો તેથી મે તમોને આષિર્વાદ દિધોછે'

રાજાએ ખરેખર માનસિક નમસ્કાર કરેલો હતો તેથી તેને ઘણો જ આનદ થયો અને ખજાનચીને હુકુમ આપ્યો એક કરોડ રુપિયા આમને આપવા. પણ એ દ્રવ્ય મોટા મેળાવડાની સમક્ષ તેમને આપવાનો ઠરાવ કરી સિદ્ધસેનસૂરીને સભામા બોલાવી તેમની સમુખ એક કરોડ રૂપીઆનુ સુવર્ણ મુકીને રાજાએ 'હે યતિરાજ, મેહેરબાની કરીને આ મારી નજીવી સેવાનો સ્વીકાર કરશો એવી મારી પ્રાર્થનાછે' એવુ કહ્યું ત્યારે તેમણે ઉત્તર આપ્યુ કે 'એ દ્રવ્ય મારા કામનુ નથી જે ભૂખ્યુ હોય તેને અન્ન આપવુ જોઇએ પણ જે ભૂખ્યો નથી તેને અન્ન શા કામનુ છે ? અમારે આ સસારમા આગળ એઠે ઘરાળ નથી પાછળ બેઠે ઉલાળ નથી અમારે દ્રવ્યનુ કાઈ કામ નથી તેથી આ દ્રવ્ય ગરીબોને તથા દેવાદારને વહેંચી આપી પૃથ્વીને ઋણમુક્ત કરો' આ સાભળી તુરત જ તે પ્રમાણે કરવાની રાજાએ આજ્ઞા કરી

ત્યાગિયોના ધર્મ માટે મનુ નીચે પ્રમાણે કહેછે

'अनग्निरनिकेतः स्याद्ग्रामभक्तार्थमाश्रयेत् ।
उपेक्षकोऽशंकुसुको मुनिर्भावसमाहितः ॥
कपालं वृक्षमूलानि कुचेलमसहायता।
समता चैव सर्वस्मिन्नेतन्मुक्तस्य लक्षणम् ॥'

દેવતા-અગ્નિ તથા ઘર વગરના થયીને રહેવુ, તથા ગામમા ફક્ત અન્ન લેવા માટે જવુ, શરીરને દુ ખ પડે તે સહન કરવુ, ચિત્ત ઠેકાણે રાખવુ, ઈશ્વરને ઓળખવા ઉપર મન રાખવુ તેમ જ એક ચિત્તથી ઈશ્વર ઉપર જ ધ્યાન રાખવુ

પાણી પીવા માટે માટીનુ વાસણ, ખાવા માટે વૃક્ષના મૂળ, કૌપીન માટે જાડુ લુગડુ, એકાતવાસ તથા સર્વમા સમાનતા એ મુક્તપણાનુ લક્ષણ છે.

પછી રાજાએ સિદ્ધસેનસૂરી જોડે ધર્મ સબધી ઘણીક વાતચીત કરીને આનંદ મેળવ્યો.

---

## પ્રકરણ ૫ મું.

### સ્વર્ગારોહણ.

એક દિવસે રાજા સભામા બિરાજ્યા હતા તે વખતે ચોપદારે આવીને કહ્યુ કે 'મહારાજ, એક માણસ ૫ નવિન શ્લોક કાગળ ઉપર લખીને લાવ્યો છે ને આપના દર્શન માટે આજ્ઞા માગેછે' ત્યારે રાજાએ 'એને દશહજાર રુપિયા આપીને વિદાય કરો' એવુ કહ્યું તેણે તે પ્રમાણે પેલા વિદ્વાનને કહ્યુ પણ તેણે કહ્યુ કે 'મારે તો રાજાને મળવુછે' ત્યારે ફરીથી એ વાત રાજાને નિવેદન કરી રાજાએ જાણ્યુ કે એને કાઇક વધારે જોઇતુ હશે તેથી જતો નથી માટે 'તેમે જો ચૌદ વિદ્યા આવડતી હોય તો ૧૪ ગામ બક્ષિસ આપ્યાની સનદો આપી વિદાય કરો' એવુ કહ્યુ તે પ્રમાણે ફરીથી પેલા વિદ્વાન્ બ્રાહ્મણને કહ્યુ પણ રાજાને મળ્યા વગર ન જવાની તેણે પોતાની ઇચ્છા બતાવી તેથી તે પ્રમાણે ફરીથી રાજાને જાહેર કરવામા આવ્યુ, એટલે રાજાએ અદર આવવાની તેને આજ્ઞા આપી

એ બ્રાહ્મણે રાજાની સમુખ આવી નમન કરીને નીચે પ્રમાણેના પાચ શ્લોક કહ્યા

"सर्वदा सर्वदोऽसीति मिथ्या संस्तूयसे बुधैः ।
नारयो लेभिरे पृष्ठं न वक्षः परयोषितः ॥ १ ॥
सरस्वती स्थितावक्त्रे लक्ष्मीः करसरोरुहे ।
कीर्तिः किं कुपिता राजन् येन देशांतरं गता ॥२॥
अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कुतः ।
मार्गणौघः समभ्येति गुणो याति दिगंतरम् ॥३॥
आहते तव निःस्वाने स्फुटितं रिपुहृद्धटैः ।
गलिते तत्प्रियानेत्रे राजंश्चित्रमिदं महत् ॥४॥
वक्त्राम्भोजे सरस्वत्यधिवसति सदा शोण एवा धरस्ते
बाहुः काकुत्स्थस्मृतिकरणदक्षिणे ऽसौ समुद्रः ।
वाहिन्यः पार्श्वमेता क्षणमपि भवतो नैव मुंचंत्य भीक्ष्णं
स्वच्छेऽन्तर्मानसेऽस्मिन्कथमवनिपतेऽम्बुपानाभिलाषः" ॥५॥

(૧) હે રાજા, ડાહ્યા પુરુષો તમને સર્વદા ‘ સર્વ આપનારછો ’ એવી (તમારી) ખોટી સ્તુતી કરેછે પણ (તમારા) શત્રુને તમારી પૂઠ મળી નથી અને પરસ્ત્રીયોને તમારૂ વક્ષસ્થળ મળ્યુ નથી (૨) તમારા મુખમા સરસ્વતીએ અને હાથ રૂપી સરોવરમા કમળે વાસ કરેલોછે તેમ છતા હે રાજા, તમારી કીર્તિ દેશાતરમા ભટકેછે શુ તેથી કીર્તિએ તમારા ઉપર કોપ તો નથી કર્યો ? (૩) આ અપૂર્વ ધનુર્વિદ્યા તમે કોની પાસે શિખ્યા ? કેમકે [૧]માર્ગણુ (–યાચક) નો સમુદાય તમારી પાસે આવેછે અને ગુણ દિગતરે પ્રસરેછે (૪) તમારી નોબત વગાડતા શત્રુના હૃદય ફાટી જાયછે હૃદય ફાટવાથી શત્રુની સ્ત્રીયોના નેત્રમાથી પાણી ટપકે છે હે રાજા, આ એક મોટા આશ્ચર્યની વાતછે (૫) તમારા મુખમા સરસ્વતી હમેશ વાસો કરેછે, તમારો અધર–નીચલો ઓઠ હમેશ રાતો રૂહેછે, રામના પરાક્રમને યાદ દેવડાવે એવો તમારો બાહુ તો દક્ષિણ સમુદ્ર જ થયોછે [૨]વાહિની તમારી પાસે છતા તે તમને છોડતી નથી એટલુ છતા પણ હે રાજા, તમારૂ મન સ્વચ્છ હોયીને પણ પાણી પીવાનુ મન તમોને થાયછે એ શુ ?

ઉપરના ભાવાર્થના એ બ્રાહ્મણના શ્લોક સાભળી રાજાએ તેનો ઘણો જ સત્કાર કરી રજા આપી

એક દિવસ રાત્રે છાની રીતે રાજા નગરમા ફરતો હતો એવામા એક ઘાચી પોતાના ઘરમા ઘાણી ફેરવતા બળધને પૂછડે હાથ રાખી ધીમે સાદે નીચે પ્રમાણે બોલ્યો

**अम्माणिओ सन्देसडओ तारय कन्ह कहिज्ज[१]**

ભાવાર્થ એ હતો કે ‘અમારો સદેશો તારક જે શ્રી કૃષ્ણ તેને કહે’ આગળ શુ બોલવાનોછે તે ઘણીવાર સુધી ખોટી થયીને સાભળવા રાજા ઉભો રહ્યો પણ તેણેતો આગળ શુ કહ્યુ તે રાજાથી સાભળાયુ જ નહિ તેથી તે પાછો આવ્યો અને બધી રાત, તે ઘાચી આગળ શુ બોલ્યો તે ન જાણવામા આવવાથી, અસ્વસ્થપણામા ગાળી સવાર ક્યારે થાય ને ક્યારે એ ઘાચીને બોલાવી બાકીનુ સાભળુ એવુ તેનુ મન થયી રહ્યુ હતુ

---

૧ ધનુષ અને બાણપક્ષે બીજો અર્થ પણ થાય છે

૨ વાહિની એટલે લસ્કર અને નદી

१ अस्माकं सन्देशकं तारक कृष्ण कथय कथये ।

સવાર થયુ કે પોતાનુ નિત્ય કર્મ કરી સેવકને આજ્ઞા કરી એટલે ઘાચીને ઘેર રાજાનુ તેડુ આવ્યુ ને તે રાજા પાસે આવ્યો રાજાએ રાતની વાત યાદ દેવડાવી આગળ તેણે શુ કહ્યુ તે પૂછ્યુ ત્યારે તેણે નીચે પ્રમાણે કહ્યુ

**जग दालिद्दिहि डुब्बियुं बलिबन्ध ण ह मुइज्ज ।[1]**

'જગત્ દરિદ્રતામા ડુબી ગયુછે તથાપિ રાજકીય કર છુટયા નથી ' સિદ્ધસેને 'પૃથ્વીને ઋણ મુક્ત કરવા' કહ્યુ હતુ, તેની જ આ ઘાચીના મુખથી પુનરુક્તિ થયી તેથી તુરત રાજાએ બધી જાતના કરથી રૈયતને મુક્ત કરી

પછી સિદ્ધસેનને રાજાએ એક દિવસ એવુ પ્રશ્ન કર્યું કે "મારા જેવો બીજો કોઈ પુરુષ જૈનધર્મિય લોકોમા હવે કદી થશે કે શુ ?" તે સાભળી તેમણે ઉત્તર દિધુકે ' હે રાજા, આજથી એક હજાર નેવુ વર્ષ પછી કુમારપાળ નામનો તારા જેવો જ બીજો રાજા થશે '

એક દિવસ રાજાને ઘણો ગર્વ થયો કે મેં રૈયત ઉપરથી સઘળી જાતના કર માફ કર્યા, મેં ઘણા સાહસવાળા પરાક્રમો કર્યા, મારા વગર બીજાથી કદી પણ આવુ થનાર નથી તેથી એ બધાના સ્મરણ માટે એક મોટો સ્મરણસ્થભ બધાવુ આ બધા વિચાર તેણે મનમા કરી રાખ્યા હતા ને બીજે જ દિવસે આ વિચારને અમલમા પણ મુકવાનો હતો પણ રાત્રે પોતે ખાઇ પીને છુપી રીત્યા નગરમા ચર્ચા જોવા નિકળી પડયો ચૌટાવચ્ચે આવીને એક સ્થળે બેઠો એવામા બે શરીરે માતેલા ને બળવાન્ બળધિયા તેની પાછળ પડ્યા તેમના ત્રાસથી છુટવાને માટે રાજાએ ઘણાએ ફાફા માર્યા પણ બધાએ ફાફા નિષ્ફળ ગયા છેવટ અકળાઇને એક ગરીબ બ્રાહ્મણે પોતાના ઘરડા બળધને બાધવાની પોતાના ઘરની પાસે ઉંચી જગા કરી હતી તે ઉપર જઇને બેઠો પેલા બે બળધોએ તો એ રાજાનો પીછો છોડયો નહિ અને અહિયા પણ આવીને થાભલાને પાડી નાખવાનો પ્રયત્ન કરવા માડયો શીંગડા અને માથાથી એ ઊંચી જગાના ટેકાને જોરથી બળધોએ હચહચાવવા માડ્યા ને તેને લીધે કડડાટ કરતો કડાકો થયો. તે સાભળીને ઘરનો માલીક જે ઘરમા સૂતો હતો તેની ઊંઘ ઉડી ગઈ બહાર શુ થાયછે તે જોવા માટે આવતા કેટલી રાત ગઇછે તે જોવા તેણે આકાશ તરફ જોયુ એ બ્રાહ્મણને નક્ષત્રો સબધી જ્ઞાન હતુ તેથી જોતાની સાથે

---

१ जगद्दारिद्र्येण बूडितं बलिबन्धो न च मोचित ॥

જણાયુ કે શુક્ર અને ગુરુએ ચદ્રનુ મડળ ઘેરેલુ છે જો આવી જાતનો યોગ થાય તો રાજા ઉપર કોઈ પ્રકારે !સકટ આવે એવુ તેનુ માહાત્મ્ય હતુ તેથી તે તુરત જ પાછો ઘરમા ગયો અને પોતાની સ્રીને જગાડીને બધી હકીકત કહિ 'આપણા રાજા ઉપર જે ખરેખરૂ પ્રાણુસકટ આવનાર છે તે દૂર કરવા હુ હમણાજ શાસ્રોક્તવિધિ કરવાનો છુ માટે તુ ઘી, તલ વ ગેરે યજ્ઞની સામગ્રી જલદીથી તૈયાર કર' એવુ કહ્યુ એ સાભળી તેની સ્રીએ કહ્યુ કે 'શુ કરવા નકામુ ખર્ચ કરોછો ? છોને રાજા ઉપર સકટ આવે! તેમા આપણને શી પીડા છે ? નકામો શુ કરવા ઉજાગરો કરો છો?' આવુ ઉત્તર સાભળી બ્રાહ્મણને ઘણુ ખોટુ લાગ્યુ ને ક્રોધથી કહ્યુ કે ' જા મૂર્ખ, આવા ઉદારચરિત, પૃથ્વીને ઋણમુક્ત કરનાર રાજા ઉપર પ્રાણુસકટ આવ્યુછે તે શુ આપણે જોઈ રેહેવુ જોઇએ ? જા, તારે તૈયારી ન કરી આપવી હોયતો, હુ કરી લઇશ ' એટલે ફરીથી તેણીએ કહ્યુ કે 'રીસ શુ કરવા ચઢાવો છો ? બધી સામગ્રી તૈયાર કરી આપીશ પણ તમે કહો છો કે બધી પૃથ્વીને ઋણમુક્ત કરનાર છે તો તે કેમ માની શકાય ? કેમકે આપણને સાત દિકરીયો છે તેને પરણાવવાની છે રાજા જો ઉદાર હોત તો આપણી છોડીઓને પરણાવવા માટે તેણે કાઈ પણ આપ્યુ હોત તેથી મારે આવી રીતા કહેવુ પડ્યુ

મહારાજા વિક્રમ આ સ્રી પુરુષ વચ્ચે થયેલુ સભાષણ સાભળતો હતો તેને ગર્વ થયો હતો તે આથી જતો રહ્યો, તેમ જ સ્મરણુ સ્થભ કરવાની ઇચ્છિા પણ નિર્મળ થયી ગઈ અને મનમા નીચે પ્રમાણે પશ્ચાત્તાપ કર્યો

**कट्ठं कउं मुक्कं च साहसं मइलिअं च अप्पाणं ।**
**अजरामरं न पत्तं हा विकम हारिओ जम्मो[1] ॥**

મેહેનત અને સાહસ કર્મ કરીને મે આત્માને મલિન કર્યો પણ હે વિક્રમ, તું અજરામરપદને પામ્યો નહિ પણ જન્મ હાર્યો છુ

પેલા બ્રાહ્મણે પણ ગ્રહની શાતિ કરી અને બળધોએ પુષ્કળ શ્રમ

१ कष्ट मुक्त साहस च निस्तेजस्विनमात्मान कृत्वा । अजरामरत्व न प्राप्त हे विक्रम हा जन्महारितम् ॥

કર્યો તે બધો નિરર્થક થયો અને કશુ વળ્યુ નહિ રાજા ત્યાથી નિકળીને ચાલતો થયો તથા આકાશમા ગુરુ અને શુક્રથી ઘેરાએલો ચદ્ર પણ મુક્ત થયો

બીજે દિવસે પેલા બ્રાહ્મણને રાજાએ દરબારમા તેડાવી તેની સાતે દિકરીઓને પરણાવી આપી અને તેમનુ સકટ દૂર કર્યું

આવી રીત્યા ઘણાક વર્ષ સુધી મહારાજા વિક્રમાદિત્યે રાજ્ય કર્યું હવે તેનું આયુષ્ય પૂરૂં થવાનો સમય પાસે આવ્યો હતો તેથી તેના શરીરને દુ ખ પ્રાપ્ત થયુ તેની ચિકિત્સા ઘણા ઘણા વૈદ્યોએ કરી પણ કોઇથી મટયુ નહિ એવામા એક વૈદ્યે એવી ચિકિત્સા બતાવી કે જે કરતા રાજાને અભક્ષ ભક્ષ કરવુ પડે. રાજાને ગમે તે પ્રકારે પણ શરીરનુ રક્ષણ કરવાનો લોભ લાગ્યો હતો તેથી તેણે તેમ કરવાનુ પણ કબૂલ કર્યું એવામા એક બીજા વૈદ્યે શિખામણ દિધી કે 'હે રાજા, હવે કોઇપણ પ્રકારના ઔષધની જરૂર નથી હવે તો ધર્મરૂપી ઔષધ જ આ રોગ ઉપર ઉત્તમ ઔષધ છે આપના સ્વભાવમા જ ફેરફાર થયો ને આપે અભક્ષ ભક્ષ કરવાનુ ધાર્યું એ જ મોટા ઉત્પાત છે માટે હવે જીવવાની આશા છોડી દઇને ઇશ્વિરનુ સ્મરણ કરો' એ સાભળી રાજાની મતિ ઠેકાણે આવી અને તેની શિખામણ માટે મોટો ઉપકાર માની ઘણું દ્રવ્ય આપ્યુ

રાજાએ જાણ્યુ કે હવે તો મરવાનુ છે તેથી પોતાનુ સર્વસ્વ દાનધર્મમા આપી દિધુ નગરજનો, રાજદ્વારી પુરુષો, આપ્તમડળ એ સર્વને એકઠા કરી તેમની પાસે પરલોક સિધાવવાની આજ્ઞા માગી. બધી રૈયત રોવા લાગી અને મોટો હાહાકાર વર્તાઇ રહ્યો

રાજાએ પોતાનુ સર્વસ્વદાન કરીને પોતા મેહેલના એક ઓરડામા દર્ભના આસન ઉપર અતકાળની વેળાએ કરવાના કર્મો કરતો સ્વસ્થચિત્તથી બેઠો યોગવિદ્યાએ કરી બ્રહ્મરંધ્ર દ્વારા પરલોકમા જવાનો વિચાર કરતો હતો એટલામા નવ અપ્સરાઓ તેના સમુખ પ્રકટ થયી તેમને જોઇ રાજાએ પ્રાર્થના કરી પૂછ્યુ કે 'તમો કોણ છો' ત્યારે તેમણે ઉત્તર આપ્યુ કે 'વધારે વખત વાત કરવાને સમય નથી તેથી આપની આજ્ઞા માગવા માટે અમે આવ્યા છિયે' એમ કહિ ચાલવા માડયુ બધી સ્રીયોના સુંદર અને મોહક સ્વરૂપ છતા તેમને ફક્ત નાક નહોતા તેથી રાજાને ઘણુ આશ્ચર્ય ભાસ્યુ માટે તેણે તેમની પાસે એ વિષે ખુલાસો માગ્યો તે સાભળી બધી અપ્સ-

રાઓ હશી પડી રાજાએ અધીરાઇથી ફરીથી પૂછ્યુ ત્યારે તે સર્વેમાથી સુમુખી નામની અપ્સરાએ ઉત્તર આપ્યુ કે 'પૂર્વે આપે જે કાઈ પુણ્ય કર્યું હતુ તેના પ્રભાવથી આપને નવનિધિ પ્રાપ્ત થયી હતી તે નવનિધિ આજ સુધી આપના ભડારમા હતી અમે તેની અધિષ્ઠાત્રી દેવીયો છીએ આપે આજ સુધી જે દાન ધર્માદિ કર્યા તેથી જગતમા મોટી ખ્યાતી થયી છે છતા પણ આપને હાથે કાઈ પણ વપરાયુ જ નથી આપે આજ સુધી જે જે વાપર્યું તે નવ નિધિમાથી ફક્ત એક નિધિના નાક જેટલુ જ વાર્યું છે એ વગર આપે કાઈપણ વાપર્યું નથી તેથી આપને અમે નાક વગરની છીયે એમ લાગે છે ' આ સાભળીને રાજાને ઘણુ ખોટુ લાગ્યુ ને પશ્ચત્તાપ કરવા માડયો કે જ્યારે મારા ભડારમા નવ નિધિ હતી ત્યારે મેં કશુ વાપર્યું નહિ

રાજાને પશ્ચાત્તાપ કરતો જોઈ દેવોએ તેનુ સમાધાન કરતા કહ્યુ કે 'આ કલિયુગમા તમે જ મોટા ઉદાર રાજા થયા છો તમારા જેવુ અગાઉ કોઈ થયુ નથી ને હવે કોઈ થનાર પણ નથી '

છેવટ આપણા આ મહારાજા વિક્રમાદિત્ય જે અપ્રતીમ સાહસવાળો, અત્યત દયાળુ, અત્યત ઉદાર, અત્યત ધાર્મિક અને ૯૬ રાજાઓનો ચક્રવર્તિ, શાતતાથી સ્થિર ચિત્તવડે પરમાત્માનુ ચિંતવન કરતા યોગબળથી પરલોકમા સિધાવ્યા ત્યારથી વિક્રમ સવત ચાલતો થયો જે અદ્યાપિ પર્યંત ચાલેછે

---

# મિ દેવાશ્રયીનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | શંકરદિગ્વિજય શ્લોક સાથે ગુજરાતી ભાષાંતર . . | [illegible] |
| ૨ | આયુર્વેદ સુધાકર ,, ,, ,, . .. | ૧-૮-[illegible] |
| ૩ | વૈદ્યજીવન ત્રીજી આવૃત્તિ . | ૦-૬-૦ |
| | વૈદ્યજીવન (પાકાપુઠાનું ગીલ્ટ વાળુ) . | ૦-૧૨-૦ |
| ૪ | બાળકેળવણી રીતિ | ૦-૧૨-૦ |
| ૫ | મધુપર્ક . | ૦-૪-૦ |
| ૬ | સુબોધચંદ્રિકા . | ૦-૪-૦ |
| ૭ | કાવ્યમાળા ... | ૦-૮-૦ |
| ૮ | નાડીજ્ઞાન | ૦-૫- |
| ૯ | વિમાન (વિદ્યાનો ચિત્ર સાથે ગ્રંથ) | ૦-૫-૦ |
| ૧૦ | વિક્રમાદિત્ય . | ૦-૫-૦ |
| ૧૧ | ચંદ્રગુપ્ત-રાજખટપની એક કથા | ૦-૪-૦ |
| ૧૨ | શ્રીમચ્છંકરાચાર્ય | ૦-૪-૦ |
| ૧૩ | ભક્ષ્યાભક્ષ્ય વિચાર નિર્ણય . .. | ૦-૩-૦ |
| ૧૪ | દમયંતી | ૦-૨-૦ |
| ૧૫ | ચંદ્રાસુધાકર . | ૦-૨-૦ |
| ૧૬ | ચંદ્રહાસ | ૦-૨-૦ |
| ૧૭ | મહારાજા હરિશ્ચંદ્ર ત્રીજી આવૃત્તિ . .. | ૦-૨-૦ |
| ૧૮ | શઠ સુધારકો (સાચા સુધારકોને મફત) | |
| ૧૯ | કવિરવિ | ૦-૨-૦ |
| ૨૦ | યોગશાસ્ત્ર | ૦-૨-૦ |
| ૨૧ | વિશપ્રકાશ .. | ૦-૦-૬ |
| ૨૨ | વૈદ્યામૃત સ ..... , . | ૦-૨-૦ |

મિ કૃષ્ણલાલ ગો દેવાશ્રયી, અમદાવાદ.